विजयशंकर मंछाराम भट्ट
अमदावाद.

જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળા – ૨

# ટૉલસ્ટૉય અને શિક્ષણ

( અર્નેસ્ટ ક્રૉસબી )

"Slide back into the Cradle if going on is into the Grave".

Ruskin.

અનુવાદક

પાંડુરંગ વિઠ્ઠલ વળામે

કિંમત ૦-૮-૦ ]     [ સંવત ૧૯૮૧

# નિવેદન

એક ગંભીર વિચારકે ટૉલસ્ટૉયના કેળવણી વિષેના વિચારો અને અખતરાઓનો અભ્યાસ કરી આ ચોપડી લખેલી છે. અર્નેસ્ટ ક્રૉસબીના વિચારો બધી જ બાબતમાં ટૉલસ્ટૉય સાથે મળતા છે એમ નથી, છતાં સમભાવપૂર્વક એણે તેમના વિચારો જાણી લીધા છે અને બહુ જ કુશળતાથી આ ચોપડીમાં તે રજુ કર્યાં છે.

ટૉલસ્ટૉય કેળવણીના ઉદ્દેશમાં, પદ્ધતિમાં અથવા અભ્યાસક્રમમાં ફેરફાર સૂચવતા નથી. તેઓ તો કેળવણીની ચાલતી પ્રથામાં ઉત્પાત કરવા માગે છે. કેળવણીની રૂઢીને વરેલા લોકોને ટૉલસ્ટૉયના વિચારો વાંચી થશે કે 'આ વળી એક ધૂમકેતુ ક્યાંથી જાગ્યો? એ તો કેળવણીના એકેએક સિદ્ધાન્તનું નખોદ વાળવા બેઠો છે. જે વસ્તુને અમે આજ સુધી કેળવણી સમજતા આવ્યા છીએ તેને ટૉલસ્ટૉય થડથી માથા સુધી વખોડવા માગે છે — ઉખેડવા માગે છે અને એની અવેજીમાં તે જે રજુ કરે છે તેને કેળવણી કહેવાય કે કેમ એ વિષે જ અમને શંકા છે.'

છતાં એમ ન કહી શકાય કે ટૉલસ્ટૉય કેળવણીની બાબતમાં ઊંટવૈદ હતા. શિક્ષણશાસ્ત્ર ઉપરના સર્વોત્તમ ગ્રંથો તેમણે ધ્યાનપૂર્વક વાંચેલા. યુરોપની પ્રખ્યાત શાળાઓ અને કેળવણીની સંસ્થાઓ તેઓ ખાસ જોઇ આવ્યા હતા. પોતાની ધર્મપત્નીના આગ્રહને લીધે તેમને ઘરનાં છોકરાંઓને રૂઢ કેળવણી આપવી

ચડી હતી. અને તેમણે પોતે ઘરમાં તેમજ બહાર અનેક જાતના અખતરાઓ પણ કર્યા હતા.

કેળવણીનો ઇતિહાસ તપાસનાર લોકો જોઇ શક્યા છે કે ટૉલસ્ટૉયની અસર સુવિખ્યાત અને શિષ્ટ કેળવણીકારો ઉપર પણ પડવા લાગી છે. અને ટૉલસ્ટૉયના સિદ્ધાન્તો હવે શિક્ષણ શાસ્ત્રમાં પાખંડ તરીકે ઓળખાતા નથી.

આજથી લગભગ સાઠ વરસ પહેલાં ટૉલસ્ટૉયે પોતાના ગામડામાં ત્યાંની દુબળા ભીલ જેવી કોમના છોકરાઓ માટે એક નિશાળ કાઢી હતી અને તે વખતના પોતાના અનુભવો તેમણે નોંધી રાખી જાહેર કર્યા હતા. એ અખતરાના વર્ણનથી આ ચોપડીની શરૂઆત થાય છે અને ધીમે ધીમે કેટલાક પ્રસંગોનું વર્ણન, કેટલાક ટૉલસ્ટૉયના ઉદ્‌ગાર, થોડીક ચર્ચા, એક બે સૂચનાઓ, જરા સરખી સજાની મીમાંસા, એવા મસાલાથી ગ્રંથકારે આખી ચોપડી પૂરી કરી છે. જે લોકોને સાધારણ રીતે કેળવણીમાં રસ નથી પડતો એવાને પણ આ ચોપડી પૂરી કરવાનું મન થાય એવી ઢબે એ લખેલી છે. આમાં ચર્ચેલા સિદ્ધાન્તો સાથે સહમત થઇ ન શકે એવા વિદ્વાનોના મનમાં પણ વાંચતાં વાંચતાં બીક પેસી જશે કે જો આપણે સાવધ ન રહ્યા તો રખેને ટૉલસ્ટૉયના જ મતના થઇ જઇશું. સત્યની મુદ્રા જ એટલી નિખાલસ હોય છે કે તેની સામે શંકા લાવવી એ સહેલું નથી હોતું. કપટમાં મોહિની હોય છે, જ્યારે સત્યમાં મુગ્ધતા હોય છે; અને તેથી જ તેની અસર કાયમ રહે છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# પ્રકરણ ૧

## શાળા

કેળવણીના વિષયમાં તો ટૉલ્સ્ટૉય છેક્ષાં ચાળીસ વરસથી રસ લેતા આવ્યા છે. છેક ૧૮૬૨ ની સાલથી તેઓ પોતાના ગામડાની શાળામાં શિક્ષક તરીકે કામ કરતા હતા; અને રાજવ્યવસ્થા તથા સમાજ વિષેના તેમના આજના વિચારોનું પહેલવહેલું સૂચન તે વખતથી જ મળે છે.

તે વખતે ગુલામ-ખેડુતો તરતના જ છૂટા થયા હતા, અને ટૉલ્સ્ટૉય એક ભલા જમીનદાર હોવાથી ખેડુતોનાં છોકરાંઓને તેમણે શિક્ષણ આપવાનું કામ હાથમાં લીધું, કે જેથી ખેડુતનાં છોકરાંઓ તેમની નવી મળેલી સ્વતંત્રતા માટે લાયક બને. એમણે એક શાળા સ્થાપન કરી. તેમાં એમના ઉપરાંત બીજા ત્રણ ચાર શિક્ષકો કામ કરતા હતા. વિદ્યાર્થીઓની કુલ સંખ્યા લગભગ ચાળીસ હતી. તેમાં પાંચ છ છોકરીઓ પણ હતી.

આ જાતની પ્રવૃત્તિથી સંતોષ ન માનતાં ટૉલસ્ટૉયે એક શિક્ષણવિષયક ચોપાનિયું કાઢ્યું. એ ચોપાનિયામાં તેઓ કેળવણીની પ્રવૃત્તિમાં પડેલા, દેશના બીજા ભાગોમાં કામ કરતા લોકોના લાભ માટે પોતાના અનુભવનો સાર આપતા. આ ચોપાનિયાનો મૂળ ઉદ્દેશ તો કામચલાઉ જ હતો. સાહિત્યમાં તે કાયમનું સ્થાન લે એ હેતુ નહોતો. પણ ટૉલસ્ટૉયમાં પોતે જે કંઇ હાથમાં લે તેમાં પોતાની જાતને અને પોતાની સર્વ શક્તિને રેડવાની એવી કંઇ અજબ શક્તિ છે કે એમણે તંત્રીપદેથી લખેલાં લખાણથી દૂર દૂરના લોકોનું ધ્યાન ખેંચાયું. મારી પાસે મારા પુસ્તકાલયમાં એ ચોપાનિયાની શરૂઆત થઇ ત્યાર પછી લગભગ ત્રીસ વરસે પ્રસિદ્ધ થએલા, ફ્રેંચ ભાષામાં ચાર મોટા ગ્રંથો છે, તેમાં મોટે ભાગે એમાંથી લીધેલા જ લેખો છે.

શાળા માટે બે માળનું પથ્થરથી બાંધેલું ઘર પસંદ કરવામાં આવ્યું હતું. દરરોજ સવારે આઠ વાગે દરવાજામાં ટાંગેલો એક નાનો ઘંટ વાગતો, અને અડધા કલાક પછી છોકરાંઓ આવતાં. કોઇને મોડા આવવા માટે કદિ પણ ઠપકો આપવામાં આવતો ન હતો, તેમ છતાં પાઠની શરૂઆત થતી તે વખતે ભાગ્યે જ કોઈ ગેરહાજર રહેતું. છોકરાંઓને પોતાની સાથે ચોપડી, અક્ષરપોથી કે પથ્થરપાટી, કંઇ પણ લાવવું પડતું નહિ; પાઠ તૈયાર કરી લાવવા નહોતા પડતા, કે આગલે દિવસે જે શીખ્યા હોય તે યાદ રાખવાનું બંધન પણ નહોતું. હવે પરીક્ષા લેવાશે, સવાલો પૂછાશે કે મુખપાઠ બોલી બતાવવો પડશે એવા ખ્યાલનો બોજો પણ છોકરાંઓના મનપર રહેતો નહિ. " એ માત્ર પોતાની જાતને

અને પોતાના કુમળા મનને લાવે છે. અને એને ખાતરી હોય છે કે આજે પણ ગઇ કાલની માફક શાળામાં મજા જ પડશે." વર્ગ શરૂ થાય તે પહેલાં એને કશી ચિંતા હોય જ નહિ. વ્યવસ્થા જાળવવા માટે પણ કશી જાતનો પ્રયત્ન કરવામાં આવતો નહોતો. કારણકે "છોકરાંઓને પોતાની મેળે જ વ્યવસ્થા જાળવવાનું સૂઝવું જોઇએ."

ટૉલસ્ટૉયના પોતાના શબ્દોમાં આપેલું આ એક દૃશ્ય જુઓ :

"શિક્ષક વર્ગમાં દાખલ થાય છે. વર્ગમાં એક બીજા પર પડેલાં છોકરાંઓનો ઢગલો બન્યો છે! તેઓ બૂમરાણ ને કીકિયારી કરી રહ્યાં છે કે 'અરે તું મને ચગદી નાંખે છે.' 'છોડ મારા વાળ.'

"ઢગલાને તળિએથી એક જણ શિક્ષકને નામ દઇને બૂમ પાડે છે: 'પીટર સાહેબ, આ બધાંને જરા કહોને કે મને પજવે નહિ.'

"બીજાંઓ ધમાચકડી ચાલૂ રાખી બોલી ઉઠે છે, 'પીટર સાહેબ નમસ્તે, નમસ્તે.'

"શિક્ષક કબાટ પાસે જાય છે, પુસ્તકો કાઢે છે અને એની પાછળ પાછળ આવતાં છોકરાંઓને વહેંચે છે. ઢગલાની ઉપરનાં છોકરાંઓ આવી ચોપડીઓ માગે છે. ધીમે ધીમે ઢગલો નાનો થતો જાય છે અને છેવટે, છેક તળિયે પડેલાં છોકરાંઓ પણ પોતાનાં પુસ્તકો માટે દોડતાં આવે છે. જો એક બે છોકરાંઓ લડતાં જમીન પર રહી ગયાં હોય તો હાથમાં ચોપડીઓ લઇને પાટલીઓ પર તૈયાર થઇને બેઠેલાં બીજાં છોકરાંઓ બૂમ મારે છે:

"'ચાલો હવે બસ કરો. આટલી વાર કેમ લગાડો છો? કશું સંભળાતુંયે નથી.'

"તેઓ પાટલીઓ પર, ટેબલો પર, બારી પર, ભોંય પર, અને ક્યાંકથી આવી પડેલી એક જૂની ખુરશી પર, જેને જ્યાં ફાવે ત્યાં ગોઠવાઇ જાય છે."

"બધું ઠીક ચાલવા માંડે છે,—નથી કોઈ ઘુસપુસ કરતું, ચૂંટીઓ ખણતું કે નથી હસતું. પાઠના સમયો તદ્દન અનિયમિત છે. કેટલીકવાર જે પાઠને એક કલાક લાગવો જોઇએ તે જ પાઠ, જો વિદ્યાર્થીઓને ગમી જાય તો ત્રણ ત્રણ કલાક લંબાવવામાં આવે છે. કેટલીકવાર શિક્ષક વર્ગ બંધ કરવાની તૈયારીમાં હોય ત્યારે છોકરાંઓ બોલી ઊઠે છે, 'હજી જરાક ચલાવોને.' છોકરાંઓએ શાળામાં આવવું જ જોઇએ અથવા ત્યાં બેસી રહેવું જ જોઇએ અને બેઠાં હોય ત્યારે ત્યાં ધ્યાન આપવું જ જોઇએ એવી કશી ફરજ નથી.

ટૉલસ્ટૉય કહે છે, "મારે મન દેખીતી અવ્યવસ્થા ઉપયોગીઅને જરૂરની છે — પછી શિક્ષકને ભલે તે ગમે તેટલી ત્રાસદાયક અને વિચિત્ર લાગતી હોય......પહેલું તો આ અવ્યવસ્થાથી, અથવા ખરું કહીએ તો આ છૂટી વ્યવસ્થાથી (free order) આપણે નાહક ભડકી જઇએ છીએ તેનું કારણ એ છે કે આપણને નાનપણથી જુદી જ પદ્ધતિનો પરિચય છે. બીજું, ઘણી વાર બને છે તેમ આ બાબતમાં પણ મનુષ્ય સ્વભાવની કલ્પના પાછળ વિચાર કે આદર ન હોવાથી જ બલાત્કાર કે સજાનો ઉપયોગ થાય છે. પ્રથમ દર્શને એમ જ લાગે છે કે અવ્યવસ્થા મૂળ ઘાલતી જાય છે, દરેક પળે વધતી જાય છે, અને દાબ

વગર તે અટકાવાશે જ નહિ. પણ જો ક્ષણ માત્ર જ ધીરજ રાખીએ તો આપણે જોઇશું કે અવ્યવસ્થા હવની માફક પોતાની મેળે જ શમી જાય છે, અને તેને ઠેકાણે આપણે જે વ્યવસ્થા દાખલ કરત તેના કરતાં વધારે સાદી અને વધારે સ્થાયી વ્યવસ્થા આવી જાય છે."

બાળકો પણ વિચાર કરી શકે છે અને સમજુ હોય છે, વ્યવસ્થા આવશ્યક છે એ તેઓ પોતાની મેળે જ શોધી લે છે, પોતાનો અનુભવ મેળવવાની તક ન આપતાં તેમનાં કામમાં જો જબરદસ્તીથી દખલ કરવામાં આવે તો તેમને તે બિલકુલ ગમતું નથી, એ વસ્તુ સ્વીકારીને જ તેમની સાથે કામ લેવું જોઇએ એવો ટૉલસ્ટૉયનો ખાસ આગ્રહ છે.

ટૉલ્સ્ટૉયનો કેટલો આધુનિક [illegible]
શાળા અંગેનું [illegible]
તેમને [illegible]
[illegible]

## પ્રકરણ ૨

## શાળાની લઢવાડો

ટૉલસ્ટૉય છોકરાંઓની લઢવાડોમાં વચ્ચે પડવાનું પસંદ કરતા નથી. તેઓ લખે કે "શિક્ષક એમને છૂટા પાડવા માટે વચમાં પડે છે છતાં પેલા બે છોકરાઓ એક બીજા તરફ ક્રોધથી જોયા જ કરે છે. તેઓ શિક્ષકથી ડરે છે, છતાં તેના દેખતાં પણ પોતાને રોકી શકતા નથી. આખરે એક બીજા સાથે પહેલાં કરતાં પણ વધારે આવેશથી બાથંબાથા કરે છે. એક જ દિવસમાં હું કેટલીયે વાર કિરૈસ્કાને દાંત પીસી તારાસ્કા ઉપર પડતો, અને એના વાળ પકડી એને નીચે પાડી નાંખતો જાઉં છું; એમજ લાગે છે કે જાણે કે તે લોહી કાઢી અધમુઓ કરી નાંખવા માગતો ન હોય! પણ બીજી જ ક્ષણે તારાસ્કા કિરૈસ્કાની નીચે હસતો હોય છે, અને બાજી ફેરવાઇ જાય છે. ઘડીકમાં તેઓ પાછા બધો ઝગડો ભૂલી જઈ દોસ્તદાર થઇ જાય છે.

•

"હમણાં જ થોડા દિવસ પર શાળા છૂટયા પછી બે છોકરાઓએ એક ખૂણામાં લડવા માંડયું. તેમાંનો એક બીજી ચોપડીમાં ભણતો વિદ્યાર્થી નવેક વરસનો એક હોશિયાર ગણિતિ હતો; બીજો કિસ્કા નામનો એક છોકરો હતો તેની આંખો કાળી હતી અને વાળ ઝીણા કપાવેલા હતા. છોકરો હતો હોશિયાર પણ સહેજ ફીનાખોર હતો. કિસ્કાએ પેલા ગણિતિના લાંબા વાળ પકડયા અને તેનું માથું ભીંત સાથે ભટકાવ્યું, જ્યારે પેલો બિચારો પોતા પર હૂમલો કરનારના ટૂંકા વાળ પકડવાને નાહક ફાંકાં મારતો હતો. કિસ્કાની કાળી આંખોમાં જીત ચમકવા લાગી. ગણિતિ બિચારો મહામુશીબતે પોતાનાં આંસુ રોકી શકયો.

" તે બોલી ઉઠયો, 'ઠીક, ઠીક! એમાં શું?' 'શું થયું એમાં?' પણ સહેજે દેખાતું હતું કે એથી તેને દુઃખ થતું હતું અને તે માત્ર બહાદુરીનો ખાલી દેખાવ કરતો હતો. કેટલોક વખત આમ ચાલ્યું, અને આ સ્થિતિમાં શું કરવું એ હું મારા મારા મનમાં નક્કી કરી શકયો નહિ.

"'જુઓ પેલા બે લડે છે! પેલા બે લડે છે!' છોકરાંઓ બૂમ પાડી ઉઠયાં, અને તેઓ ખૂણા આગળ ટોળું વળ્યાં. નાનાંઓ હસતાં હતાં, પણ મોટાંઓ જો કે તેમણે લડનારાઓને છૂટા પાડવાનો પ્રયત્ન ન કર્યો તોપણ તેમની તરફ જ જોતાં હતાં. કિસ્કાએ તે મૌનમાં અને તે મુખમુદ્રા ઉપર તેમની નાપસંદગી જ જોઇ. તેને જણાયું કે જે તે કરતો હતો તે બરાબર નહોતું. તે હસવા મંડયો, અને ધીમે ધીમે તેણે પેલા ગણિતિના વાળ છોડી દીધા. પેલાએ છૂટો થતાં જ કિસ્કાને ભીંત સાથે પછાડયો, અને પછી તદ્દન રાજી થઇ

ચાલ્યો ગયો. પેલો નાનો છોકરો બીચારો રડવા મંડ્યો, પોતાના વેરીની વાંસે દોડયો અને તેના કોટ પર ખૂબ જોરથી મારવા માંડ્યું પણ પેલાને કંઇ વાગ્યું નહિ. ગણિતિ સામો મારવાની તૈયારીમાં હતો પણ એટલામાં નાપસંદગીની બૂમો સંભળાવા લાગી.

" 'જો એ નાનાં છોકરાંને મારે છે!' જોનારાંઓએ બૂમ પાડી, 'ફિસ્કા તું નાસી જા.'

"વાત આટલેથી જ અટકી. પાછળ એનું નામ સરખું રહ્યું નહિ. કદાચ બંને છોકરાઓના મનમાં ઝાંખો ખ્યાલ રહી ગયો હશે કે આમ લડવું એ કંઇ ઠીક નથી. આ કિસ્સામાં તો ટોળાએ ન્યાયની લાગણી જગાડી હતી પણ અનેકવાર આપણે જોઇએ છીએ કે કોઇ અજ્ઞાત કાનુનોને લીધે આવા કિસ્સાઓ બન્ને પક્ષોને સરખા જ નારાજ કરીને પતે છે. આવી બાબતોમાં માણસે લાગુ કરેલા સર્વ ઉપાયો સરખામણીમાં કેવા મનસ્વી અને અન્યાયી હોય છે !

" શિશક કહે છે કે 'વાંક તમારો બંનેનો છે પકડો અંગુઠા ! '

"અને એમાં જ શિક્ષકની ભૂલ હોય છે, કારણ કે વાંક તો બેમાંથી એક જ જણનો હોય છે, અને તે અંગુઠા પકડતો છતો પોતાની દુષ્ટતામાં આનંદ અને વિજય માણે છે, જ્યારે બીચારા નિર્દોષને તો બમણી શિક્ષા થાય છે.

"અથવા, શિક્ષક કહે છે, 'તેં અમુક કર્યું એ તેં ગુન્હો કર્યો છે અને તને શિક્ષા થશે!' અને શિક્ષા પામેલો છોકરો પોતા વેરી પર વધારે ખાર રાખશે કેમકે તેની પડખે

એક ન્યાય વગરની જોહુકમી સત્તા ઉભી છે એમ તેને લાગશે.

"અથવા, શિક્ષક કહે છે, 'એને ક્ષમા કર, ઇશ્વિરને ક્ષમા જ પસંદ છે. એના કરતાં તું ભલો થઈ દેખાડ.'

"તમે એને 'એના કરતાં વધારે ભલો' થવાને કહો છો, પણ એની ઇચ્છા તો વધારે જોરાવર થવાની જ હોય છે. વધારે ભલા શા સારૂ થવું તે એને ગળે ઉતરતું નથી.

"અથવા, 'તમારો બન્નેનો વાંક છે; એક બીજાની માફી માગો અને એક બીજાનું ચુંબન લો છોકરાઓ.'

"આ સૌથી વધારે ખરાબ છે, કારણ કે ચુંબન હૃદયમાંથી નહિ જ નીકળે અને તેથી પળવાર શાંત થએલાં વેર ઝેર ફરીથી જાગ્રત થવાનાં.

"એટલે તમે વચ્ચે પડતા જ મા. તમે તેમના બાપ અથવા મા હો તો વાત જુદી કેમકે માબાપ તો છોકરાં પ્રત્યેના મોહને લીધે એમજ માને છે કે પોતાના છોકરાંને મારનારના વાળ ખેંચી કાઢવાનો જાણે તેમને હક જ છે.

"તેમને ફોડી લેવા દો. તમે વચમાં પડો જ મા અને પછી જુઓ બધું કેમ પોતાની મેળે સહેલાઇથી શાંત થાય છે અને ગોઠવાઇ જાય છે."

હોમર પોતાના મહાકાવ્યોમાં વીરોના યુદ્ધ પ્રસંગનું જેટલા વિસ્તારપૂર્વક વર્ણન કરે છે તેટલો જ ટૉલસ્ટૉય કિસ્કા અને પેલા ગણિતિના આ ઝગડાના વર્ણનનો વિસ્તાર કરે છે. વાત તો સાદી જ છે છતાં એનો ફ્રેન્ચમાં અને ફ્રેન્ચમાંથી અંગ્રેજીમાં ભાષાન્તર થયા પછી પણ ટૉલસ્ટૉયની ઉત્કૃષ્ટ

ચાલ્યો ગયો. પેલો નાનો છોકરો બીચારો રડવા મંડ્યો, પોતાના વેરીની વાંસે દોડ્યો અને તેના કોટ પર ખૂબ જોરથી મારવા માંડ્યું પણ પેલાને કંઇ વાગ્યું નહિ. ગણિતિ સામો મારવાની તૈયારીમાં હતો પણ એટલામાં નાપસંદગીની બૂમો સંભળાવા લાગી.

"'જો એ નાનાં છોકરાંને મારે છે!' જોનારાઓએ બૂમ પાડી, 'ફિસ્કા તું નાસી જા.'

"વાત આટલેથી જ અટકી. પાછળ એનું નામ સરખું રહ્યું નહિ. કદાચ બંને છોકરાઓના મનમાં ઝાંખો ખ્યાલ રહી ગયો હશે કે આમ લડવું એ કંઇ ઠીક નથી. આ કિસ્સામાં તો ટોળાએ ન્યાયની લાગણી જગાડી હતી પણ અનેકવાર આપણે જોઇએ છીએ કે કોઇ અજ્ઞાત કાનુનોને લીધે આવા કિસ્સાઓ બન્ને પક્ષોને સરખા જ નારાજ કરીને પતે છે. આવી બાબતોમાં માણસે લાગુ કરેલા સર્વ ઉપાયો સરખામણીમાં કેવા મનસ્વી અને અન્યાયી હોય છે !

"શિક્ષક કહે છે કે 'વાંક તમારો બંનેનો છે પકડો અંગુઠા!'

"અને એમાં જ શિક્ષકની ભૂલ હોય છે, કારણ કે વાંક તો બેમાંથી એક જ જણનો હોય છે, અને તે અંગુઠા પકડતો છતો પોતાની દુષ્ટતામાં આનંદ અને વિજય માણે છે, જ્યારે બીચારા નિર્દોષને તો બમણી શિક્ષા થાય છે.

"અથવા, શિક્ષક કહે છે, 'તેં અમુક કર્યું એ તેં ગુન્હો કર્યો છે અને તને શિક્ષા થશે!' અને શિક્ષા પામેલો છોકરો પોતા વેરી પર વધારે ખાર રાખશે કેમકે તેની પડખે

અથવા, 'તમારાં બન્નેનો વાંક છે; એક બીજાની માફી માગો અને એક બીજાનું ચુંબન લો છોકરાઓ.'

" આ સૌથી વધારે ખરાબ છે, કારણ કે ચુંબન હૃદયમાંથી નહિ જ નીકળે અને તેથી પળવાર શાંત થએલાં વેર ઝેર ફરીથી તાજાં થવાનાં.

" એટલે તમે વચ્ચે પડતા જ ના. તમે તેમના બાપ અથવા મા હો તો વાત જુદી કેમકે માબાપ તો છોકરાં પ્રત્યેના મોહને લીધે એમ જ માને છે કે પોતાનાં છોકરાંને મારનારના વાળ ખેંચી કાઢવાનો હક તેમને રહે જ છે.

" તેમને લઢી લેવા દો. તમે વચમાં પડો જ ના અને પછી જુઓ બધું કેમ પોતાની મેળે સહેલાઈથી શાંત થાય છે અને ગોઠવાઈ જાય છે."

હોમર પોતાનાં મહાકાવ્યોમાં વીરોના યુદ્ધ પ્રસંગનું જેટલા વિસ્તારપૂર્વક વર્ણન કરે છે તેટલો જ ટૉલસ્ટૉય દિક્કા અને પેત્રા ગણિતના આ ઝગડાના વર્ણનનો વિસ્તાર કરે છે. વાત તો સાદી જ છે છતાં એનો ફ્રેન્ચમાં અને ફ્રેન્ચમાંથી અંગ્રેજીમાં ભાષાન્તર થયા પછી પણ ટૉલસ્ટૉયની ઉત્કૃષ્ટ

નવલકથાઓમાં આબેહુબ વર્ણનનો જે રસ દેખાય છે તે જ આમાં પણ તરી આવે છે. છોકરાઓના ઝગડાનાં આવાં વર્ણન સાંભળ્યા પછી ટૉલ્સ્ટૉયની પેઠે દરેક શિક્ષકનું મન પણ સજાની પ્રથા વિષે સાશંક થવાનું. બે જણ લડે ત્યારે તેમનામાં વૃત્તિની જે મલીનતા હોય છે તેના કરતાં ન્યાય દેવતાનું ત્રાજવું બની તેમને સજા કરનાર — અને તેમની ઝાટકણી કાઢનાર દખલગારની વૃત્તિ જ વધારે ખરાબ હોય છે, એમ જોયા પછી આવી દરમિયાનગિરીને બદલે છોકરાઓના ઝગડાઓ પોતાની મેળે પતી જાય એ જ વધારે હિતકર નથી શું એમ જરૂર લાગવાનું.

# પ્રકરણ ૩

## શિક્ષા

36,536

શિક્ષા તરફ સંપૂર્ણ નાપસંદગી બતાવવા સાથે જ ટૉલસ્ટૉય કબુલ કરે છે કે તેમનામાં અને તેના સોબતીઓમાં શિક્ષા કરવાની ટેવ એવી જડ ઘાલી બેઠી હતી કે એક કે બે વખત તેમણે એના કોડ પૂરા કર્યા, પણ જે પરિણામ આવ્યું તેનાથી એ ભૂલ છે એ અભિપ્રાય વધારે દૃઢ થયો.

તેઓ એક દાખલો આપે છે. વીજળી ભેગી કરવાની એક બરણી ( લીડન બરણી ) પ્રયોગશાળામાંથી ગુમ થઈ. પેનસીલો અને પુસ્તકો અદૃશ્ય થવા લાગ્યાં. શાળાના સૌથી સારા છોકરાઓને પણ પૂછતા ત્યારે તેમનું મોં ગુન્હેગારની પેઠે ઉતરી જતું અને જવાબ આપતાં તેમની જીભ વળી જતી. પણ પોતાના ઉપર શક આવવાના વિચારથી જ તેમને આમ થતું. આખરે ગુન્હેગારો જડી આવ્યા; પાસેના ગામડાના બે છોકરાઓએ એ કૃત્ય કર્યું હતું, અને ચોરેલો માલ તેમણે એક નાની પેટીમાં સંતાડી રાખ્યો હતો ચોરી પકડાવાથી શાળાને ઘણો સંતોષ થયો, કારણ કે બીજા વિદ્યાર્થીઓ ઉપરનો શક એથી દૂર થયો.

એમને શી શિક્ષા કરવી તેનો નિર્ણય કરવાનું કામ છોકરાઓને જ સોંપવાનું નક્કી થયું. કેટલાકે ફટકા મારવાનું સૂચવ્યું, અને તે કામ પોતાને કરવા દેવાની વિનંતિ પણ કરી. બીજાઓએ ગુન્હેગારોમાંથી દરેકના ઉપર 'ચોર' એવું પાટિયું લટકાવવાની સલાહ આપી. બીજી સૂચનાનો અમલ થયો, અને તેમના ડગલાઓ ઉપર એ ફજેતીનો શબ્દ સીવવા માટે એક નાની છોકરીને બોલાવવામાં આવી. બીજા બધા છોકરાઓ દુષ્ટ આનંદથી હસતા હતા અને બન્ને અપરાધીઓની મશ્કરી કરતા હતા. છોકરાઓ કહેવા લાગ્યા કે તેમને આખા ગામમાં ફેરવવા જોઇએ અને તેમણે આવતી રજા સુધી એ પાટિયું લટકાવીને ફરવું જોઇએ.

બન્ને છોકરાઓ ડસકાં દઇ રડતા હતા, અને એમાંનો એક આનંદથી નાચતા પોતાના દોસ્તદારો તરફ ક્રૂર અને ખારીલી નજરે જોતો હતો. માથું નીચું ઘાલી, અને ટૉલસ્ટૉયને લાગ્યું તેમ ગુન્હેગારની ચાલથી જેવો તે ઘર તરફ જતો હતો, તેવાં છોકરાંઓ ટોળું વળી તેની પૂંઠે પડચાં અને એટલી ક્રૂરતાથી અને બેહુદી રીતે તેને પજવવા લાગ્યાં કે જાણે તે ટોળાંમાં સેતાને પ્રવેશ કર્યો ન હોય?

તે દિવસથી જોવામાં આવ્યું કે તે છોકરો દહાડે દહાડે અભ્યાસ ઓછો કરવા લાગ્યો અને બીજા છોકરાઓની સાથે રમત રમવાનું તો તેણે બંધ જ કર્યું. થોડા વખત પછી તેણે ફરીથી ચોરી કરી — આ વખતે તેણે એક શિક્ષકના થોડા પૈસા ચોર્યા. ફરીથી એક વાર તેના ગળામાં પેલું પાટિયું લટકાવવામાં આવ્યું અને પહેલાંના જેવા જ જંગલી પ્રકારો પાછા ભજવવામાં આવ્યા. ટૉલસ્ટૉય કહે છે, " શાળામાસ્તરો

ફરે છે તેમ મેં એની આગળ ભાષણ કર્યું. પાસે એક દરવાનનો છોકરો ઉભો હતો તે પણ એને બોધ દેવા લાગ્યો. બેશક બોધનાં વચનો તો એણે પોતાના પિતા પાસે જ ક્યાંક સાંભળેલાં હોવાં જોઇએ. તે સૂત્રરૂપે કહેવા લાગ્યો:

"'એણે એકવાર ચોરી કરી, બીજી વાર કરી, હવે તો એને ચોરવાની ટેવ જ પડી જવાની. લોભ અને લાલચ એની પાસે શું નહિ કરાવે?'

"મને આથી ચીઢ ચઢી. આ જુવાન દાંભિક માણસ પર હું ખીજવાયો. મેં ચોરના ચહેરા તરફ જોયું. જેવો મેં એને પહેલાં કરતાં વધારે ફીકો, ખિન્ન, અને વધારે ઉદાસ જોયો કે મને કેદખાનાના રીઢા ગુન્હેગારો યાદ આવ્યા, અને કોણ જાણે શાથી મેં એના ગળામાંથી પાટિયું કાઢી નાંખ્યું અને એને કહ્યું 'ભાઇ તારે જવું હોય ત્યાં જા.' કારણ કે એકાએક મને સાક્ષાત્કાર થયો કે મારો એ બધો વ્યવસાય મિથ્યા હતો. એકાએક મને સ્ફૂર્યું, બુદ્ધિને નહિ પણ નખ-શિખાન્ત મને થયું કે આ દુર્દૈવી છોકરાને પજવવાનો મને હક નથી. મેં જોયું કે ન હું, કે ન પેલો દરવાનનો છોકરો અમારી ધારણા પ્રમાણે ઘડી શકવાના હતા. મને લાગ્યું કે આત્માનાં કેટલાંક રહસ્યો છે, જેની આપણને જરાએ ગમ પડે તેમ નથી; માત્ર જીવન જ તેમને ફેરવી શકે તેમ છે; ટપકાઓ અને શિક્ષાઓથી કંઇ પણ વળે તેમ નથી.

"શી મૂર્ખાઈ! બાળકે પુસ્તક ચોર્યું છે; લાંબી અને વિષમ કલ્પનાઓ, વિચારો અને જૂઠી દલીલોની પરંપરાથી તે પુસ્તક લેવાને દોરાયો છે; તેણે તે પેટીમાં કેમ સંતાડી રાખ્યું છે તે તે નથી જાણતો — અને હું એક પાટિયાં ઉપર

'ચોર' એ શબ્દ લખી એના ગળામાં લટકાવું છું એનો અર્થ તદ્દન જૂદો જ છે. એનાથી શો લાભ થશે? તમે કહેશો એને શરમાવાની શિક્ષા કરો, શરમાવીને દંડો. એથી શું થશે? શરમથી ચોરવાની વૃત્તિ નિકળી જ જાય છે એવું આપણે જાણીએ છીએ? શરમથી ચોરવાની વૃત્તિ ઉલટી વધવાનો જ સંભવ વધારે છે. એના મોઢા પર દેખાતી હતી તે શરમની છાયા પણ ન હોય. અરે મારી તો ખાતરી જ છે કે એ શરમ નહોતી, પણ કોઇ બીજી જ લાગણી હતી, અને એ તેનામાં બિલકુલ ઉશ્કેરવી જોઇતી ન હતી અને કદાચ એ લાગણી કોઇ કાળે ઉઠત પણ નહિ.

"પોતાને વ્યવહારચતુર માનનારી દુનિયામાં, મુત્સદ્દીઓની દુનિયામાં, વ્યાજબીને વ્યાજબી નહિ પણ વ્યવહારને વ્યાજબી ગણનાર દુનિયામાં લોકો ભલે સજા કરવાની અને ફરજો અદા કરવાની જવાબદારી વહોરી લે. પણ આપણી બાળકોની, સાદાં ભોળાં અને નિખાલસ પ્રાણીઓની દુનિયાને, આ જૂઠાણામાંથી અને શિક્ષાને વ્યાજબી ગણવાના પાપી ખ્યાલથી બચાવવી જોઇએ; વેરને દંડનું નામ આપ્યું કે તે ન્યાય્ય થયું — યોગ્ય થયું, એવા સિદ્ધાન્તમાંથી બાળદુનિયાને બચાવવી જોઇએ."

ટૉલસ્ટૉયે પોતાના અનુભવમાંથી તારવી કાઢેલા આ સિદ્ધાન્તની સત્યતા પોતાના અનુભવથી સિદ્ધ કરી જોવાનું કામ અન્ય શિક્ષકોનું છે. ટૉલસ્ટૉયે ટાંકેલા દાખલામાં તેમની માન્યતા પ્રમાણે કરેલી શિક્ષાએ છોકરાને સુધાર્યો તો નહિ જ, પણ નિઃસંશય તેને હતો તેના કરતાંયે વધારે બગાડયો, અને સાથેસાથે જ શાળાના અન્ય વિદ્યાર્થીઓમાં સંતાઈ રહેલી નીચતા અને દુષ્ટ મનોવૃત્તિઓ માત્ર જગાડી.

# પ્રકરણ ૪

## વાર્તાકથન

લગભગ સંધ્યા વખતે—રશિયાનાં શિયાળાની વહેલી સંધ્યાએ—શાળા પાછી એકત્ર થતી, અને બધા વર્ગો, ઘણુંખરું ઇતિહાસના પાઠ માટે, ધાર્મિક ઇતિહાસ અથવા રશિયાના ઇતિહાસ માટે ભેગા બેસતા. ટૉલસ્ટૉય કહે છે કે સાંજના પાઠો ખાસ કરીને આ પ્રથમ પાઠ, સવારના પાઠોથી એક પ્રકારના ગાંભીર્ય અને કાવ્યની છાયાને લીધે જુદા પડતા. તેમણે આ સાંજના વર્ગનું એક ચિત્ર આલેખ્યું છે. તેનો સાર નીચે પ્રમાણે છે:

"સંધ્યા વખતે શાળામાં પધારો. બારીમાં દીવો નથી રાખ્યો. બધે શાંતિ છે. દાદર પરનો બરફ, ધીમો મંદ ગુંજારવ. બારણા પાછળ આછી હાલચાલ, એકી સાથે બે પગથિયાં ફૂદતો દાદર ચઢી જતો છોકરોઃ શાળા ચાલૂ છે એની માત્ર આ જ નિશાનીઓ છે. હવે વર્ગમાં પ્રવેશ કરો. બારીઓમાં ઝાકળથી છવાએલા કાચની પેલીપાર લગભગ અંધકાર પથરાઇ ગયો છે. મોટા છોકરાઓ અને હોંશિયાર વિદ્યાર્થીઓને તેમના સોબતીઓ શિક્ષકની પાસે ધકેલે છે, અને પોતે માથાં ઊંચાં કરી, પોતાની દૃષ્ટિ શિક્ષકના મોં પર ઠેરવે છે. એક નાની છોકરી એકાગ્ર ધ્યાનની મુદ્રા ધારણ કરી એક ઊંચા ટેબલ પર બેઠી છે; અને શિક્ષકનો દરેક શબ્દ પી જતી હોય એમ દેખાય છે. પાછળ થોડેક દૂર ઓછા ખંતીલા વિદ્યાર્થીઓ બેઠા છે, અને તેમની પાછળ સૌથી નાના છોકરાઓ બેઠા છે. આ નાના છોકરાઓ મોટા છોકરાઓની માફક જ ધ્યાનપૂર્વક સાંભળે છે. તેમનાં પણ ભવાં ચઢેલાં દેખાય છે. તેઓ ધ્યાનપૂર્વક સાંભળે છે તો ખરા પણ પૂછીએ તો કશું કહી શકશે નહિ, તેમની યાદદાસ્તમાં ઘણું ચોંટી રહેલું હશે. કેટલાક પોતાના પાડોશીઓને ખભે અઢેલીને બેઠા છે, કેટલાક ટેબલોની પાછળ ઉભા છે. પ્રસંગોપાત એમાંનો એક બીજાની પાછળ જઇને પોતાની આંગળીઓથી એની પીઠ પર ચિત્રો દોરી ગમ્મત કરે છે.

તેઓ પથ્થરની માફક સ્તબ્ધ થઇને નવી વાત સાંભળે છે. જ્યારે વાત ફરીથી કહેવામાં આવે છે ત્યારે શિક્ષકને વચમાં વચમાં યાદ દેવડાવીને પોતાનું જ્ઞાન બતાવ્યા વગર

તેઓ રહી શકતા નથી, પણ જૂની જાણીતી વાત શબ્દશઃ બરાબર કહેવામાં આવે એવો તેમનો આગ્રહ હોય છે. વચમાં કોઈ બોલે તો તેઓ સહન કરતા નથી. કંઈક મૂકી દેવામાં આવ્યું છે એમ તેમને જણાય તો તેઓ ઉમેરીને પોતે જ વાત પૂરી કરે છે.

એકાંત દેવમંદિર જેવું બધે શાંત છે. કંઈ પણ હાલતું નથી. બધા ઊંઘી તો નથી ગયા? ઝાંખા અંધકારમાં આગળ વધો અને નાના છોકરાઓમાંથી કોઈકના ચહેરા તરફ જુઓ. તે પોતાની આંખોથી શિક્ષકને પી જતો બેઠો છે, અને અતિશય એકાગ્રતાને લીધે તેનાં ભવાં ચઢી ગયાં છે. દસમી વખત તે તેને અડેલીને બેઠેલા છોકરાનો હાથ ખભા પરથી દૂર ખસેડે છે. તમે તેને ગળે ગલીપચી કરો, તે હસતો પણ નથી; માખીને ઉડાડી મૂકતો હોય તેમ માથું હલાવે છે. દેવળનો પડદો ફાટીને કેવા બે ભાગ થઈ ગયા અને આકાશ કેવું અંધકારથી ઘેરાઈ ગયું તેની અદ્ભૂત વાર્તા સાંભળવામાં તે તદ્દન ડૂબી ગયો છે. એ સાંભળી તેને દુઃખ થાય છે અને સાથે રસ પણ પડે છે.

હવે શિક્ષકે વાત પૂરી કરી; બધા ફૂદકો મારી ઉભા થાય છે અને તેની આગળ ટોળું વળે છે. દરેક જણ પોતાના પાડોશી કરતાં મોટે અવાજે, પોતે સાંભળેલાંમાંથી જે યાદ હોય તે કહી સંભળાવવાનો પ્રયત્ન કરે છે. શિક્ષક કહે છે, 'હા, હા, હું જાણું છું કે તમને બધું યાદ છે. પણ તેઓ થોડા જ સાંભળવાના હતા? તેઓ બીજા શિક્ષક પાસે, અથવા તે ત્યાં ન હોય તો, સહાધ્યાયી પાસે, અથવા અજાણ્યા માણસ પાસે, અથવા છેવટે શાળાના નોકર પાસે

પણ જાય છે અને તેને પોતાની વાત સાંભળવા કરગરે છે. તેમનામાંથી એકાદ જણ પણ એકલો બોલી જતો હોય એવું ભાગ્યે જ બને છે. દરેક જણ બુદ્ધિમાં પોતાના સમોવડિયાને શોધી કાઢે છે અને જુદી જુદી ટોળીઓમાં ભેગા થાય છે. એવી રીતે એક બીજાને ઉત્તેજન આપતા, પ્રશ્નો પૂછતા અને ભૂલો સુધારતા વાત કહી સંભળાવે છે. છેવટે તેમની પાસે કંઇ કહેવાનું રહેતું નથી, અને ધીમે ધીમે તેઓ શાંત પડે છે. હવે વર્ગમાં દીવો લાવવામાં આવે છે; અને તેઓ બીજો પાઠ લે છે.

સવાર કરતાં આખી સાંજ ઓછો શોર અને ઓછો વિક્ષેપ હોય છે, અને આજ્ઞાંકિતતા અને શિખવાની તત્પરતા વધારે હોય છે. આ સમયે ગણિત, અને પૃથક્કરણ માટે ખાસ અણગમો અને સંગીત, વાચન અને ખાસ કરીને વાર્તાકથન માટે ખાસ ઉત્સાહ જોવામાં આવે છે. આઠ વાગવાને સુમારે તેમની આંખમાં સુસ્તી ભરાય છે, અને તેઓ વારંવાર બગાસાં ખાય છે. મીણબત્તીઓ ઓછો પ્રકાશ આપે છે, અને વારંવાર મોગરો ખેરવવો પડે છે. મોટા છોકરાઓ હજી ટકીને બેસે છે, પણ નાના અને નાદાન છોકરાઓ ટેબલ પર કોણી રાખીને, શિક્ષકના અવાજની સાથે દૂરથી સૂર મેળવતા, ઉંઘમાં ગબડી પડે છે."

# પ્રકરણ ૫

## સ્વતંત્રતા, સમતા, બંધુતા

ટૉલસ્ટૉયની આ ગામડી શાળાની આ પણ એક વિશિષ્ટતા હતી કે જો છોકરાંઓને કોઇપણ વખતે ઘેર જવું હોય તો જવા દેવામાં આવતાં. આવા એક પ્રસંગનું એક આબેહુબ વર્ણન તેઓ આપે છે, જે હું બને ત્યાં સુધી તેમના પોતાના જ શબ્દોમાં નીચે આપું છું:

"કેટલીક વાર છોકરાઓ ભોજન પછી બીજા કે ત્રીજા કલાકે જ કંટાળી જતા. એકદમ બે ત્રણ છોકરાઓ પોતાની ટોપીઓ લેવા દોડી જાય છે.

'તમે ક્યાં જાઓ છો?'

'ઘેર.'

'પણ બીજા પાઠોનું કેમ?'

'છોકરાઓએ કહ્યું છે, ચાલો આપણે ઘેર જઇએ.' પોતાની ટોપી લઇ બારણામાંથી સટકી જતો એમનામાંથી એક જણ જવાબ આપે છે.

'પણ એવું કોણે કહ્યું?'

'પેલા જુઓ, તેઓ ચાલ્યા ગયા.'

'પણ એ કેમ બન્યું?' શિક્ષક બીજા વર્ગ માટે તૈયારી કરતો હતો, તે હવે તદ્દન ખીજવાઇ જઇને પૂછે છે. 'તમે ફાવે તેમ કરીને રહો તો ઠીક.'

"બીજો છોકરો ઓરડીમાં ધસે છે; તેનો ચહેરો ઉશ્કેરાએલો છે અને તેના પર વ્યગ્રતાની છાયા છે.

'તું રાહ કોની જુએ છે?' જેને રહેવાનું કહેવામાં આવ્યું છે, અને જે હાથમાં ટોપી મચડતો આનાકાની કરતો ઉભો છે, તેને તે કરડાઇથી કહે છે.

'જો પેલાઓ ક્યારનાએ ક્યાં પહોંચી ગયા તે! તેઓ લુહારની દુકાનની પાર નીકળી ગયા છે.'

"બસ, બંને છોકરાઓ શિક્ષકને 'સાહેબજી' કહેતા બહાર દોડી જાય છે.

"અને જેમણે ઘેર જવાનું નક્કી કર્યું તે છોકરાઓ ક્યાં? એમના મગજમાં એ ક્યાંથી આવ્યું? કોઇ જાણતું નથી. એમણે પહેલેથી વિચાર અથવા કાવતરૂં નહોતું કર્યું, અને તેમ છતાં તેઓ ચાલ્યા ગયા છે.

"'છોકરાઓ ઘેર જતા રહે છે.' આ ખૂમ સંભળાય છે કે તરતજ દાદરપર નાના પગોનો અવાજ સંભળાય છે, અને નાના છોકરાઓ બરફમાં એકબીજા ઉપર પડતા, બિલાડીઓની માફક ફૂદકા મારતા, એક બીજાની સાથે સરતમાં ઉતરતા, ગામમાં જવા માટે નીકળી પડે છે.

આવા બનાવો અઠવાડિયામાં એક બે વાર બને છે. એ કંઇક શિક્ષકને ઉતારી પાડે તેવા હોય છે, પણ તે તેને તાબે થાય છે કારણકે દરરોજ એ છોકરાઓ રાજીખુશીથી

પાંચ, છ અથવા સાત વર્ગોમાં પણ હાજરી આપે છે. આ વાત તેના રહસ્યની ગંભીરતા વધારે છે. છોકરાઓમાં ભણવાની ઇચ્છા એટલી તીવ્ર હોય છે કે તે સંતોષવાની ખાતર તેઓ ઘણાં કષ્ટ ઉઠાવવા તૈયાર થાય છે.”

કાઉન્ટ ટૉલસ્ટૉયની શાળામાં રખડાઉવેડાનો સવાલ ઉભો થયો હોય એમ જણાતું નથી. છોકરાઓને શાળામાં હાજરી આપવી એ ફરજ નથી પણ ખાસ લાભ છે એમ બતાવવામાં આવે, તો તેઓ કદાચ એની વધારે કદર કરે, અને જો ફાવે ત્યારે ઘેર જઈ શકાશે એવી તેમને ખબર હોય, તો એ છૂટની ભાવનાથી જ તેમને રહેવાનું મન થાય. આ રીતે શિક્ષકોનો અધિકાર નહિ, પણ શાળાનું આકર્ષણ તરી આવશે.

શાળાના કલાકોની બહાર કાઉન્ટ ટૉલસ્ટૉય અને તેમના વિદ્યાર્થીઓની વચમાં અત્યંત મિત્રાચારી રહેતી. વ્યવસ્થિત શાળા સાંજે સાડા આઠ સુધી ચાલતી. છેલ્લા કલાકો સંગીત અને વાચનને, અથવા પદાર્થશાસ્ત્ર વગેરેના પ્રયોગોને આપવામાં આવતા, અને આ પ્રયોગોથી છોકરાઓને અત્યંત સંતોષ થતો. શાળા બંધ થયા પછી ટૉલસ્ટૉય ઘણીવાર તેમની સાથે બરફમાં ફરવા જતા; કેટલીકવાર તો જંગલોના સીમાડામાં પહોંચી જતા, જ્યાં વરૂઓની બીકને લીધે આગળ ભટકી શકાતું નહિ. તેઓ તેમને વાતો કહે અને ઊંડામાં ઊંડા પ્રશ્નોની ચર્ચામાં પણ ઉતારે, અને તેમાં આ ખેડુતના છોકરાઓ અત્યંત વિદ્વાન અને ભણેલા લોકો જેટલી જ બુદ્ધિમત્તા બતાવતા.

'ચિત્રકળાનો શો ઉપયોગ છે?' એક ચાલાક છોકરાએ આ પર્યટનોમાં એક દિવસ પૂછ્યું. 'કળાનો શો ઉપયોગ?'

જવાબ શો આપવો તેની ટૉલસ્ટૉયને સૂઝ ન પડી.

'લાકડીનો લાકડીનો શો ઉપયોગ છે? 'પ્લેન' વૃક્ષનો શો ઉપયોગ?' છોકરાઓમાંથી સેમ્કા નામના એક જણે પોતાની લાકડીથી પ્લેન વૃક્ષપર પ્રહાર કરી, જવાબ વાળ્યો.

'હા, એને કાપી નાંખવામાં આવે ત્યાર પહેલાં ઉનાળામાં 'પ્લેન' વૃક્ષનો શો ઉપયોગ છે?'

અને તેઓ સ્વાભાવિક રીતે સૌંદર્ય અને ઉપયોગિતાના સંબંધના ગંભીર પ્રશ્નોનો વિચાર કરવા મંડી પડે છે, અને નિર્ણય કરે છે કે ઝાડનું સૌંદર્ય જ એના અસ્તિત્વ માટે પૂરતું કારણ છે. એક છોકરો અફસોસ બતાવે છે કે ઝાડને કાપી નાંખવામાં આવશે, કારણ કે તે જીવંત વસ્તુ છે. તે કહે છે, 'ઝાડનો રસ બરાબર લોહીને મળતો હોય છે.'

છોકરાઓમાંથી એક જણે પ્રેમથી કાઉન્ટનો હાથ પકડયો છે એવી સ્થિતિમાં, આમ ગંભીરતાથી વાતચીત કરતા તેઓ લાંબા વખત સુધી ચાલ્યા કરે છે.

ખેડુતોનાં મગજો એમના દરજ્જાથી વધારે આગળ વિકાસ પામવા દેવાં એ ભૂલ છે એવી સૂચનાથી ટૉલસ્ટૉયને સંતાપ થાય છે. કેટલાક લોકો પ્રશ્ન કરે છે, 'જ્યારે દરેક જણુ કળાશાસ્ત્રી અથવા તો તત્ત્વજ્ઞાની થશે, ત્યારે સખત કામ કોણ કરશે?' ખેડુતનું મગજ સ્વાભાવિક રીતે જમીનદારના મગજ જેવું જ હોય છે, અને જ્ઞાન તથા માનસિક પ્રવૃત્તિની પિપાસા તૃપ્ત કરવાનો એકને બીજાના જેટલો જ હક છે.

# પ્રકરણ ૬

## શિક્ષણપદ્ધતિ

યાસનાયા પોલિયાનાની શાળામાં શિક્ષણ અલબત મફત આપવામાં આવતું હતું. બધા મળીને લગભગ ચાળીસ વિદ્યાર્થીઓ હતા, પણ ઘણું ખરૂં એકી વખતે ત્રીસ કરતાં વધારે હાજરી રહેતી નહિ. તેમાં ચાર પાંચ છોકરીઓ રહેતી. છોકરીઓની ઉંમર સાતથી તેર વરસ સુધીની હતી; વચમાં બચપણમાં ભણવાની તક ન મળી હોય તે ખોટ પૂરી કરવાની ઇચ્છાથી કોઇ પુખ્ત ઉંમરનો માણસ પણ આવતો. બધા મળીને ચાર શિક્ષકો હતા અને દિવસના ૭ કે સાત પાઠ રહેતા. ટૉલસ્ટૉય શાળાને એક પ્રયોગશાળા તરીકે વાપરતા. વિચારના તેમજ કાર્યના દરેક ક્ષેત્રમાં ચાલતી આવેલી રૂઢી કે સંપ્રદાય એમને એમ માનવા નહિ, તેમની ચિકિત્સા કરવી અને દરેક રૂઢી પર જ તેની પોતાની યોગ્યતા સિદ્ધ કરવાનો બોજો મૂકવો એવો ટૉલસ્ટૉયનો સ્વભાવ જ હતો. આ ટેવ તેઓ કેળવણીના ક્ષેત્રમાં પણ લઇ આવ્યા હતા.

આ ટેવ ઉત્પાત કરનારી છે. તેથી શાંતિનો ભંગ થાય છે, અને કદાચ બધા એની પાછળ નથી પડના તે યથા-યોગ્ય જ છે. પણ જે પોતાની જાતે વિચાર કરવાનો આગ્રહ ધરાવતો હોય અને અત્યંત પંકાએલા સિદ્ધાન્તોનો પણ પ્રમાણ વગર અંગીકાર કરવાની ના પાડતો હોય એવો કોઇ માણસ ક્યાંક ક્યાંક જડી આવે તો વિચારજાગૃતિની દૃષ્ટિએ તેમાં લાભ જ છે. આપણે જોયું છે તેમ, ટૉલસ્ટૉય થોડા જ દિવસોમાં એ સિદ્ધાન્ત પર આવ્યા કે શાળા જાણે કે એક જ જાતના હુકમો એકી રીતે પાલન કરનાર સૈનિકોની તાલિમબદ્ધ ટૂકડી હોય એવું માનવું એ આપઘાત કર્યા બરાબર છે. દરેક વિદ્યાર્થીના વ્યક્તિત્વને પ્રકટ કરવા માટે કંઇક સ્વતંત્રતાની, અરે અવ્યવસ્થાની પણ આવશ્યકતા છે એમ તેમને જણાયું. તેમણે પોતાની શીખવવાની રીત અને ગામડાના પાદરી-મહેતાની રીત સરખાવી જોઇ, અને એ સરખામણીના પરિણામરૂપે ત્રણ નિયમો શોધી કાઢ્યાઃ (૧)–શિક્ષકનું વલણ હમેશાં શિક્ષણની જે પદ્ધતિ પોતાને સૌથી સહેલી પડે તે પસંદ કરવા તરફ હોય છે; (૨) શિક્ષકને તે જેમ વધારે સહેલી પડે તેમ વિદ્યાર્થીઓને તે ઓછો સંતોષ આપે છે; અને (૩) જે પદ્ધતિ વિદ્યાર્થીઓને સંતોષ આપે તે જ પદ્ધતિ સારી છે. અને વિદ્યાર્થીઓને સંતોષ આપવા માટે તેમની અંદર રહેલી ભિન્નતા અને તેમના નૈસર્ગિક વલણ તરફ ધ્યાન આપવાની જરૂર છે.

ટૉલસ્ટૉયે જૂની ઢબનો, વ્યાકરણના અભ્યાસ પર રચાએલો અભ્યાસક્રમ જોયો, અને આ અભ્યાસ તેમને સાવ અર્થ વગરનો જણાયો. વ્યાકરણના નિયમો શીખવાનો હેતુ ભાષા

શુદ્ધ રીતે બોલવાનો છે, પણ નિયમો જાણ્યા વગર પણ ભાષા બરાબર બોલી શકાય છે એ સ્પષ્ટ છે. તેથી વ્યાકરણની કિંમત માનસિક કવાયત પૂરતી જ છે, અને માનસિક કવાયત તો વ્યાકરણ ભણવા કરતાં વધારે સહેલાઇથી બીજી કોઇ ઉપયોગી રીતે પણ મેળવી શકાય તેમ છે.

એમણે જોયું કે નિબંધ-લેખન એ ભાષા શીખવા માટે વધારે ઉત્તમ રસ્તો છે. પહેલા અને બીજા વર્ગોમાં વિષયોની પસંદગી વિદ્યાર્થીઓને સોંપવામાં આવતી. તેઓ ઘણું ખરૂં તૌરાતમાંથી (જૂના કરારમાંથી) વાર્તાઓ પસંદ કરતા, જે તેઓ શિક્ષક પાસેથી સાંભળ્યા પછી પણ બે મહિને લખી કાઢતા. બીજા વર્ગમાં તેઓ 'ઘઉં' 'ઘર' વગેરે જેવા આપેલા વિષયો પર લખવાનો પ્રયત્ન કરતા; પણ આશ્ચર્યની વાત એ છે કે આ વિષયો છોકરાઓને આંસુ પડાવતા, અને શિક્ષક તેમને મદદ કરતો અને ઘઉંના દાણા કેવી રીતે ઉગે છે, તેનાં કેવાં રૂપાંતરો થાય છે અને તેમનો ઉપયોગ શો થાય છે તે તરફ ધ્યાન ખેંચતો ત્યારે પણ તેઓ કમને લખતા, અને જોડણી, વ્યાકરણ તથા બીજી ફાવે તેવી પારવગરની ભૂલો કરતા. પછી ટૉલસ્ટૉયે પોતાની પદ્ધતિ બદલી અને કોઇક બનાવનું તેમની આગળ વર્ણન કર્યું. છોકરાઓ એકદમ ખુશીમાં આવ્યા. તેઓને વાસણ, કે ટેબલ અથવા સુવરનું વર્ણન કરવા કરતાં સાંભળેલી વાત મોઢેથી કહી સંભળાવવાનું વધારે સુગમ પડતું. શિક્ષકને આ સાદા વિષયો અત્યંત સહેલા લાગે છે પણ બાળકની દૃષ્ટિ હંમેશાં એથી ઉલટી હોય છે. તેને તો, તર્કશાસ્ત્ર જેને મિશ્ર કે જટિલ

કહે છે અને જે પ્રત્યક્ષ અને જીવનમય હોય છે એવી વસ્તુમાં જ રસ પડે છે.

ટૉલ્સ્ટૉય કહે છે કે પાઠ્ય પુસ્તકો ઘણુંખરૂં સામાન્ય કલ્પનાઓથી જ શરૂ થાય છે. દાખલા તરીકે વ્યાકરણની શરૂઆત વિશેષણોથી થાય છે, ઇતિહાસની શરૂઆત કાલખંડ પાડીને થાય છે અને ભૂમિતિની શરૂઆત પૃષ્ટભાગની તેમજ બિંદુની વ્યાખ્યાથી થાય છે. આ સામાન્ય કલ્પનાઓ જ સમજવાને અત્યંત કઠણ હોય છે. બાળકે તો પોતાના સાધારણ અનુભવમાં આવેલી કોઇ સ્થૂલ વસ્તુથી શરૂ કરવું જોઇએ. ટેબલનું વર્ણન કરવા માટે ભારે તાત્ત્વિક શક્તિની જરૂર છે. ખુરશીનું વર્ણન કરવું પડે ત્યારે જે છોકરો રોવા બેસે છે તે જ પ્રેમ કે દ્વેષની લાગણીનું વર્ણન, દાખલા તરીકે યુસફના એના ભાંડુઓ સાથેના મેળાપનું વર્ણન અથવા એના પોતાના જ સાથીઓ સાથેની લઢવાડનું વર્ણન બહુ સુંદર કરશે.

છોકરાઓ તો લખવા માટે એવી જ વસ્તુઓ પસંદ કરતા કે જેમાં કોઇ બનાવનું વર્ણન આવતું હોય, પોતાનો કોઇ માણસ સાથેનો સંબંધ આવ્યો હોય અથવા સાંભળેલી વાત આવતી હોય. તેમને બીજા કોઈ પણ પાઠ કરતાં નિબંધો લખવાનું વધારે પસંદ પડતું. શાળાની બહાર પણ તેમને કાગળ ને પેન્સીલ જડી જાય તો તરત જ તેઓ વાર્તાઓ લખવા મંડી પડતા. અને તેઓ તરત જ ટીકાકાર પણ થઇ જતા. કોઇ સહાધ્યાયીની વાર્તા અતિશય લાંબી અથવા અસંબદ્ધ હોય, અથવા તેમાં એકની એક વાત ફરી ફરી આવતી હોય તો તેઓ ચીડાઇ જતા. તેમણે પોતાની અભિરુચિ

પોતાની મેળે બરાબર બાંધી રાખી હતી. કેટલીક વાર, પોતાના કરતાં અમુક વિદ્યાર્થીનો નિબંધ વધારે સારો છે, એમ કહી, છોકરો પોતાનો નિબંધ વાંચવાની ના પાડતો; થોડા જ દિવસ પછી નામ આપ્યા વગર નિબંધો જ્યારે વંચાતા, ત્યારે તરત જ એ નિબંધ કોનો છે એ સહેલાઈથી તેઓ વરતી શકતા.

ટૉમસ્ટૅસ કેફ્કા નામના એક દસ વરસના છોકરાના લખાણના બે નમૂનાઓ આપે છે; તેમાં તે જડ પદાર્થ કરતાં ટ્રૂસાની ( શહેર ) મુસાફરીનું વર્ણન કેટલી વધારે સરળતાથી કરે છે તે બતાવે છે. નીચે એનો 'ઘઉં' ઉપરનો નિબંધ આપ્યો છે.

"દાણો જમીનમાં 'અંકુરિત' થાય છે. પહેલાં એ લીલો હોય છે, પણ જ્યારે એ જરાક મોટો થાય છે, એટલે એને ડણસલાં નીકળે છે અને લોકો એને લણી લે છે. ઘઉંની ઘાસ જેવી પણ એક જાત હોય છે, જે ઢોરો ખાય છે."

આ વિષય પર તે આટલું જ લખી શક્યો. એ જોઇ શક્યો કે લખાણ નમાલું હતું, અને એનાથી તેને અતિ દુઃખ પણ થયું, પણ તે તેને સુધારી શકતો નહોતો. હવે એનો 'ટ્રૂસા' પરનો નિબંધ જુઓ.

"જ્યારે હજી હું છેક નાનો, પાંચ વરસનું બાળક હતો, ત્યારે હું લોકોને ટ્રૂસા જવાની વાતો કરતા સાંભળતો, પણ ટ્રૂસા શું હતું તે હું નહોતો જાણતો. તેથી મેં બાપાજીને પૂછ્યું, 'બાપાજી, તમે કયે ટ્રૂસે જાઓ છો? શું એ સારું છે? બાપાજીએ કહ્યું, ''હા.' મેં કહ્યું, 'બાપાજી, મને

તમારી સાથે તેડી જાઓ. મારે દૂલા જોવું છે.' બાપાજીએ કહ્યું, 'ઠીક છે. રવિવારે આવજે. તને હું તેડી જઇશ.' મને આનંદ થયો, અને હું બાંકડા પર દોડવા ને કૂદવા મંડયો. દિવસ જતાં રવિવાર આવી પહોંચ્યો. હું વહેલો ઉઠ્યો; બાપાજી ક્યારનાએ આંગણામાં ઘોડાઓ જોડતા હતા. મેં જેટલી બને તેટલી ઝડપથી કપડાં પહેરી લીધાં. જ્યારે હું બહાર નીકળ્યો ત્યારે ગાડી જોડાઇ ચૂકી હતી. હું *બરફ–ગાડીમાં ચઢી બેઠો, અને અમે નીકળ્યા.

"અમે આગળ ને આગળ સાત ગાઉ સુધી ચાલ્યા. એક મોટું દેવળ મારી નજરે પડે છે અને હું બાપાને કહું છું, 'બાપાજી જુઓ કેવું મોટું દેવળ છે!' બાપાજી બોલ્યા, 'બીજું આના કરતાં એક નાનું દેવળ છે; તે નાનું છે પણ વધારે સુંદર છે.' હું તેમને આજીજી કરવા મંડું છું, 'બાપજી, ચાલો આપણે દેવળમાં જઇએ.' પિતાજી મને ત્યાં લઈ જાય છે. અમે ત્યાં આવી પહોંચીએ છીએ કે દેવળમાં ઘંટ વગાડવા માંડે છે. મને બીક લાગે છે, અને હું પૂછું છું, 'બાપજી, એ શું છે? શું ઢોલ અને શરણાઈ છે?' બાપજી કહે છે, 'ના, એ તો પ્રભુભજનની શરૂઆત થાય છે.' પછીથી અમે પ્રાર્થના કરવા માટે દેવળની અંદર જઈએ છીએ. એ પૂરું થયા પછી અમે બજારમાં જઇએ છીએ. હું ચાલ્યાં જ અને ફર્યા જ કરૂં છું, અને દરેક ઠેકાણે નજર નાંખું છું. હવે અમે બજારમાં આવી પહોંચીએ છીએ. હું જોઉં છું કે તેઓ રોટલીઓની લચ્છી વેચે છે, અને મને

* જ્યાં રસ્તા પર બરફ પડે છે ત્યાં ગાડીને પૈડાં નથી હોતાં. એનું તળીઉં બરફ ઉપરથી સરતું જાય છે.

ચોક્કસ માને છે કે બધી વાતોમાં શિક્ષકની જ સૌથી વધારે ખરાબ હતી. છોકરાઓને લખવા માટે લલચાવતાં તેમને કંઈક મુશ્કેલી પડતી, પણ છેવટે તે જાતે એમની વચમાં બેસતા અને બધા મળીને, એમણે થોડા શબ્દોમાં તૈયાર કરી આપેલાં ખોખાં પરથી કોઈ સાદા વિષય પર વાર્તા રચી કાઢવાને મંડી પડતા. થોડી વારમાં જ છોકરાઓ લખવાનું બંધ કરતા અને એમના ખભા ઉપરથી ડોકિયાં કરતા એમની આસપાસ ટોળે વળતા. એટલે ટૉલસ્ટૉય તેમને પોતાના હાથમાંથી વાત લઈ જવા દેતા, તેમની દરેક સૂચનાનો સ્વીકાર કરતા અને પસંદગીનો કંઈક હક રાખી માત્ર લહિયાનું કામ કરતા.

આ વાર્તાનું પહેલું પાનું ટૉલસ્ટૉયનું પોતાનું હતું, અને બાકીનું લગભગ બધુંએ છોકરાઓનું હતું. તેઓ તો કહે છે "કોઇપણ તટસ્થ માણસ કળા વિષે દરકાર રાખતો હોય તે જો મારૂં લખેલું પહેલું પાનું અને છોકરાઓનાં લખેલાં બાકીનાં પાનાં પણ બરાબર વાંચીને તેમની વચ્ચે સરખામણી કરશે તો પવાલામાંથી જેમ આપણે માખી કાઢીએ છીએ તેમ મારૂં પાનું વરતી કાઢશે. કેમકે મારૂં છે જ એવું દમ વિનાનું, કૃત્રિમ અને ભૂંડીશૈલીવાળું. મારે ઉમેરવું જોઇએ કે મેં પહેલું લખ્યું હતું તે તો આથીયે ખરાબ હતું પણ વિદ્યાર્થીઓએ સૂચના કરવથી મેં તે ઘણું સુધાર્યું અને ફેરવ્યું છે." ફેહ્કાની શકિતનો તેમને આ પ્રસંગે પત્તો લાગ્યો હતો અને અને તેની પ્રમાણબદ્ધત્તા, જે કળાનું મુખ્ય અંગ છે તે જોઇને તેઓ રાજી થયા હતા. તેમણે ચૌદ કલાક સુધી, સાંજના સાતથી અગીયાર વાગ્યા

સુધી એટલા કામ કર્યું હતું. અને ફેદ્કા અને સેમ્કા નામના તેના એક મિત્ર વગર બીજા બધા છોકરાઓ ધીમે ધીમે ચાલ્યા પણ ગયા હતા.

'શું એ ખરેખર છપાશે?' ફેદ્કાએ પૂછ્યું.

'હા.'

'ત્યારે તમારે છાપવું જોઇએ કે મૅકરૉફ, મોરોઝૉફ અને ટૉલસ્ટૉયે એ વાત લખી છે.' ટૉલસ્ટૉય ફેદ્કાને ગેરથી પણ ઊંચો મૂકવાને આચકો નથી ખાતા, અને પોતાની જાત માટે તો, "અગીયાર વરસના બાળક સેમ્કા અને ફેદ્કાને દિશા બતાવવાની અથવા મદદ કરવાની શક્તિ પણ મારામાં નથી; હું તો (માત્ર ઉત્સાહની સુખી પળમાં) એમને સમજી શકું અને અનુસરી શકું તો મારી જાતને સુખી સમજું!"

કમનસીબે આ વાર્તાનો, હું જાણું છું ત્યાં સુધી, અંગ્રેજી ફ્રેંચ કે જર્મન ભાષામાં અનુવાદ નથી થયો. ટૉલસ્ટૉય પોતાનાં 'બાળકો માટે વાતો'માં જે ઉતારાઓ આપે છે તે તો વાર્તાની મોઘમ હકીકત જ છે, અને તે બોધદાયક નથી તો પણ તેમાં ફેદ્કાની વાર્તાનો ઘણો ભાગ આપે છે. જે દિવસોમાં, લશ્કરમાં નોંધાવું એટલે ઘણુંખરું જીંદગી સુધી ઘેરથી દેશનિકાલ થવું એવી સ્થિતિ હતી તે દિવસોમાં એક સૈનિકનું અકસ્માત પોતાના કુટુંબમાં પાછા આવવાનું વર્ણન તેમાં કરેલું છે. આ વિષય પણ ટૉલસ્ટૉયે સૂચવ્યો હતો.

તેઓ કહે છે કે પહેલું પ્રકરણ રાશી છે, કારણ કે મેં તેના લખાણમાં દખલગિરી કરી હતી. વાર્તાનો અંતિમ

## પ્રકરણ ૭

## મુખપાઠ અને પરીક્ષાઓ

યાસનાયાની શાળામાં બાઇબલનો ઇતિહાસ અને રૂશિયાનો ઇતિહાસ બંને શિખવવામાં આવતા. શિક્ષક પોતાની વાતો વાંચી સંભળાવે છે અથવા સ્મરણમાંથી મોઢે કહે છે અને પછીથી પ્રશ્નો પૂછે છે, અને છોકરાઓ બધા એનો સાથે જવાબ આપે છે. જો આથી ગરબડ વધી પડે તો તે એક વિદ્યાર્થીને પ્રશ્ન પૂછે છે, અને જો તે જવાબ ન આપી શકે તો બાકીનાઓ તેને મદદ કરે છે. આ પદ્ધતિ અનુભવથી ધીમેધીમે પરિપક્વ થઇ હતી, અને ત્રીસ છોકરાં હાજર હોય કે પાંચ, એનાથી ઘણું સારૂં કામ થતું. શિક્ષક અવાજને હદ ઉપરાંત વધી જવા નથી દેતો, પણ જરૂર પડે તેટલા, આનંદપ્રદ ઉત્સાહ અને ઉશ્કેરાએલી હરીફાઇના પ્રવાહને યોગ્ય દિશામાં દોરે છે.

એક નવો શિક્ષક ગભરાટથી ત્રાસી ગયો હતો, અને તેના ખોળામાં અને પીઠ ઉપર ચઢતાં છોકરાંઓનાં ટોળાંથી લગભગ ગુંગળાઈ ગયો હતો. તેણે આ બધું અટકાવ્યું; પણ એમ કરવાથી તેણે વર્ગ તદ્દન બગાડી નાંખ્યો. ટૉલસ્ટૉય કહે છે કે છોકરાંઓ જ્યાં સુધી બોલનારની પાસે આવે નહિ, અને તેની મુખમુદ્રામાં થતા આછા ફેરફાર નીરખે નહિ ત્યાં સુધી શિક્ષક શું કહે છે તે તેઓ બરાબર સમજતા નથી. શિક્ષક તેમને બાંકડા ઉપર બેસાડતો અને દરેકને વારાફરતી પ્રશ્નો પૂછતો. જે છોકરાને સવાલ પૂછવામાં આવતો તે તતૂતતૂ કરતો. શરમતો અને ગભરાઈ જતો, અને શિક્ષક માયાળુપણે અને હસમુખે ચહેરે તેને શાળામાસ્તરની રીત પ્રમાણે આમ ઉત્તેજન આપતો !

'ઠીક, પછીથી — અને ત્યાર પછી? — સુંદર. ઘણું સુંદર.'

પણ ટૉલસ્ટૉયની થોડી વારમાં જ ખાતરી થઈ કે આ રીતે એકલા જવાબ આપવાનો પ્રસંગ આવે તેના કરતાં છોકરાં માટે બીજું વધારે ભૂંડું કંઈ જ નથી; શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે એનાથી જે ઊંચ નીચનો સંબંધ ઉત્પન્ન થતો તેના કરતાં બીજું કંઈ વધારે નુકસાનકારક નથી. ટૉલસ્ટૉય કહે છે, "માણસને છોકરાંને સતાવવાનો જરા પણ હક નથી. તેમ છતાં છોકરાંને એ આમ સતાવે એ દૃશ્ય કરતાં મને બીજું કંઈ વધારે ત્રાસદાયક લાગતું નથી. શિક્ષક સારી રીતે જાણે છે કે વિદ્યાર્થીને તે શરમાતો હોય અને ઢીલે પરસેવો વળતો હોય એવી સ્થિતિમાં બીજાની આગળ ઉભા રહેવું પડે તેથી દુઃખ થાય છે, અને એ તેને ગમતું નથી. પણ એ તો શિક્ષકનો

નિયમ હોય છે કે ' વિદ્યાર્થીએ એકલા બોલતાં શીખવું જોઇએ.' "

પણ તેણે એકલા બોલતાં શા માટે શીખવું જોઇએ ? જોવા આવનારાઓની આગળ ભપકો કરી બતાવવા ઉપરાંત એનું બીજું કંઈ પણ પ્રયોજન હોય તો ખરેખર, ' એ કોઇ પણ નથી જાણતું. ' જોવા આવનારાઓને ટૉલસ્ટૉય કામમાં વિક્ષેપ નાંખનારી બલા સમજે છે. જોવા આવનાર લોકોની પસંદગી ઉપરથી ટૉલસ્ટૉય માત્ર એક જ અર્થ કાઢતા કે આ લોકોને અમુક પાઠ, સવાલ, જવાબ અને પરીક્ષાઓ જે પસંદ પડે છે તે જરૂર મધ્યકાલીન અશાસ્ત્રીય કેળવણીની પદ્ધતિનાં અવશેષ હોવાં જોઇએ. તેઓ કાં તો, જે આપણે નથી જાણતા તે વિદ્યાર્થીઓ જાણે છે એવી ખાતરી સાથે ચાલ્યા જાય છે; અને તેમ થાય તો શિક્ષકે તેમને બરાબર બનાવ્યા કહેવાય. અથવા તેમને લાગે છે કે છોકરાઓ જે નથી જાણતા તે આપણે ખૂબ જાણીએ છીએ. ટૉલસ્ટૉય કહે છે કે ચાળીસ વરસના માણસના ભૂગોળના જ્ઞાનની પરીક્ષા લેવી એ દસ વરસના માણસની પરીક્ષા લેવા જેટલું જ અર્થપૂર્ણ છે. માણસ કેટલું જાણે છે તે જાણવા માટે તમારે તેની સાથે મહિનાઓ સુધી રહેવું જોઇએ. અને જ્યાં પરીક્ષાઓને શિક્ષણનું અંગ બનાવવામાં આવે ત્યાં તેઓ ધ્યેય જ બની જાય છે, અને વિદ્યાર્થી ખરેખર તત્વજ્ઞાન કે ઇતિહાસ નથી શીખતો પણ પરીક્ષાના પ્રશ્નોના જવાબ આપવાની તદ્દન જુદી જ કળા, જે ભણતરની તદ્દન નકામી શાખા છે, તે શીખે છે.

ટૉલસ્ટૉયે વર્ગને ઇતિહાસમાં છૂટા છૂટા પ્રશ્નો પૂછવાનો પ્રયોગ કરી જોયો. ઘણાખરા વિદ્યાર્થીઓ થોડીવારમાં કંટાળી

ગયા. અત્યંત હિંમતવાન હોય તેઓ જ એકલા જવાબ આપ્યા કરતા. બીકણુ ચૂપ રહેતા, રડવા મંડતા, અને શૂન્યમાં અંકાતાં. નવો શિક્ષક પરિણામથી કંટાળી ગયો, અને તેની વર્ગપોથીમાં નોંધ કરી કે ફલાણા ફલાણા છોકરાઓ બેવકૂફ અને ખરાબ છે. 'હું સૅવાર્ઇન પાસેથી તો એક શબ્દ પણ કઢાવી શકતો નથી,' તેણે નોંધ કરી.

સૅવાર્ઇન એક ખેડુત-મજૂરનો છોકરો હતો. તેના ગાલ લાલ હતા, આંખો મધુર અને પાંપણો લાંબી હતી. તે એક સદરો, સુરવાળ, અને તેના બાપના જોડા પહેરતો. તેના મધુર અને આકર્ષક ચહેરાએ, ખાસ કરીને તેની હિસાબ ગણવાની શક્તિ અને તેના આનંદી ઉત્સાહથી તેણે ગણિતના વર્ગમાં પહેલું સ્થાન પટકાવ્યું તેથી, ટૉલસ્ટૉયનું એકદમ ધ્યાન ખેંચાયું. તેનું લેખન વાચન પણ સાધારણ રીતે ઠીક હતું. પણ તેને પ્રશ્ન પૂછવામાં આવે કે તરત જ, 'એ માથું એક બાજુએ ઢાળી દે છે, એની આંખોમાં આંસુ ઉભરાય છે, અને એ ભોંયમાં સમાઈ જવાને ઇચ્છે છે.' તેને માટે એ પ્રસંગ ખરેખર ભારે કસોટી જેવો અથવા બળિએ ચઢવા જેવો છે. તેની આવી દશા શાથી થતી હશે? તેના પહેલાંના પાદરી શિક્ષકે તેનામાં પેદા કરેલી બીક હશે? અથવા આત્મવિશ્વાસનો અભાવ, છોકરાઓમાં જેમને તે પોતાના કરતાં હલકા ગણે છે તેમની વચ્ચે ઉભા રહેતાં થતી કૃત્રિમ સ્થિતિ, આ એક જ બાબતમાં વર્ગથી પછાત ગણાવાનું ન ગમે તે, અને શિક્ષક આગળ ફજેતી થાય — તે બધાંમાંથી શું હશે? શું આ નાનકડો જીવ શિક્ષકના કોઇ અજુગતા શબ્દથી દુભાયો હશે? શું આ બધાંયે કારણો

આવી સ્થિતિ માટે જવાબદાર હશે? ઇશ્વર જાણે. શરમાળપણું એ વસ્તુ ભલે સારી ન હોય; પણ ખરેખર તેના બાળ અંતઃકરણમાં જે કંઈ સારૂં છે તે બધાની સાથે તેનો નિકટ સંબંધ છે. સજા કે ગોદા મારી મારીને તમે એ શરમાળપણું કાઢી નાખી શકો છો. ઉત્તમમાં ઉત્તમ સદ્‌ગુણો પણ એની સાથે જ નષ્ટ થઇ જવાના, અને છોકરાઓને લાંબી હદ સુધી લઇ જવાના હોય તો એ સદ્‌ગુણો જતા કર્યે પાલવે એમ નથી.

ટૉલ્સ્ટૉયે નવા શિક્ષકને છોકરાઓને પાટલીઓનો ત્યાગ કરી ફાવે ત્યાં ચઢવા દેવાને સમજાવ્યો, અને તેથી વર્ગ એકદમ સુધરવા લાગ્યો. થોડા દિવસોમાં ટૉલ્સ્ટૉયે એ જ સૅવાઇન માટે નોંધપોથીમાં કેટલીક પ્રશંસામય નોંધ ટાંકેલી જોઇ.

મૅટરલિંકે થોડા વખત પર જ 'મધપૂડાના પ્રાણ' વિષે કહ્યું છે. ચાળીસ વરસ પહેલાં ટૉલ્સ્ટૉયે લગભગ એ જ રીતે 'શાળાના ચૈતન્ય' વિષે લખેલું. તેઓ કહે છે, "શાળામાં કંઇક અવર્ણનીય તત્ત્વ છે; શિક્ષકના હાથથી લગભગ તદ્દન સ્વતંત્ર, અને પંચાઉના શાસ્ત્રને ન જાણીતું એવું કંઇક છે; અને તેમ છતાં. શિક્ષણની સફળતાનો એ મુખ્ય પાયો જ છે — એ શાળાનો પ્રાણ છે. ખરેખર, શિક્ષકની એના પર માત્ર અભાવાત્મક અસર છે, કારણકે જો કેટલીક ચાલો કરવામાંથી તે પોતાને ન રોકે તો એનો નાશ કરી બેસે. જેમ જેમ શિક્ષક વિદ્યાર્થીઓને સ્વતંત્રતાથી વિચાર કરવા દે છે, અને વિદ્યાર્થીઓની સંખ્યા વધે છે, તેમ તેમ પ્રમાણમાં આ ચૈતન્ય વધતું જાય છે; અને જેમ જેમ પાઠ અને

કલાક લાંબા કરવામાં આવે છે તેમ તેમ ઓછું થાય છે. એ એક છોકરામાંથી બીજામાં અને ત્યાંથી શિક્ષકમાં પણ પ્રસરે છે; અને અવાજની ઢબમાં, મુખમુદ્રામાં, હાવભાવોમાં અને હરિફાઈઓમાં નજરે પડે છે. આ વસ્તુમાં કંઈક પ્રત્યક્ષ, આવશ્યક અને કિંમતી છે અને તેથી દરેક શિક્ષકે એનું ઉમંગથી સંગોપન કરવું જોઈએ. એ એક જાતની ઉત્સાહની વૃત્તિ છે. પ્રાચનક્રિયા માટે મુખરસની જેટલી જરૂર છે તેટલી જ બૌદ્ધિક વિકાસ માટે એની જરૂર છે. કૃત્રિમ ઉપાયોથી એને પેદા કરી શકાય તેમ નથી. એ પોતાની મેળે જ ઉગી નીકળે છે. શિક્ષકની ફરજ છે કે આ ચૈતન્યને પ્રસરવા માટે કોઈ ઉપયોગી વસ્તુ શોધી કાઢવી અને એનો નાશ કરવાનો પ્રયત્ન ન કરવો. તમે પ્રશ્ન એક છોકરાંને પૂછો છો પણ બીજો તેનો જવાબ આપવા ઇચ્છે છે. તે તમારી તરફ વળે છે અને પોતાની સર્વ શક્તિથી તમારી તરફ જુએ છે. જવાબના શબ્દો જાણે તેના મોઢામાં રોક્યા રોકાતા નથી. તેને પૂછી જુઓ, અને તે ઉત્સાહથી જવાબ આપશે; અને જે તે કહેશે તે સદાને માટે તેની યાદદાસ્તમાં કોતરાઈ રહેશે. પણ જો તમે તેને અડધો કલાક એ ઉત્સુકતાની સ્થિતિમાં રાખી મૂકશો અને ઉછાળાથી વહેવા નહિ દો, તો તે તેના પાડોશીને ચૂંટીઓ ખણીને એ જ વૃત્તિને બહાર નીકળવા દેશે.

ટૉલસ્ટૉય પોતાના વર્ગોની નીચે પ્રમાણે પરીક્ષા કરતા. શાળા થોડી વાર સુધી હંમેશની અવ્યવસ્થાથી ચાલે કે તેઓ બહાર ચાલ્યા જાય અને શાળાને છૂટી મૂકે. જ્યારે તેઓ પાછા ફરે ત્યારે બારણેથી સાંભળે અને જુએ તો છોકરાઓ

પોતાના અભ્યાસમાં મંડયા હોય, અને પોતે અંદર હતા તેના કરતાંયે વધારે શાંતિથી એક બીજા આગળ મોઢે બોલી જતા હોય અને એક બીજાની ભૂલો કાઢતા હોય; જ્યારે કોઈ જૂની ઢબની શાળામાં જો શિક્ષક વર્ગ છોડે, અને વિદ્યાર્થીઓને એકલા અભ્યાસ ચાલુ રાખવાનું કહેતો જાય, તો શિક્ષક અવાજના ટપ્પાથી દૂર જાય કે તરત જ તેઓ કુદાકૂદ કરવા મંડી પડશે. પ્રત્યાઘાત જરૂર થવાનો. યાસનાયાની શાળામાં નવો વિદ્યાર્થી દોઢ મહિનો શાંત રહેતો જ. પણ પછી ધીમે ધીમે બીજા સાથે પાઠો બોલી જવાનો અને આવી રીતે પોતાનું સ્વાભાવિક સ્થાન લઇ, સાંભળેલું બધું પોતાનું કરી લેવાનો.

# પ્રકરણ ૮

## ઇતિહાસ

ઇતિહાસના શિક્ષણ માટે ટૉલસ્ટૉય બાઇબલને, અને ખાસ કરીને તોરાતને સર્વોત્કૃષ્ટ પુસ્તક ગણે છે. બીજા કોઇ પણ પુસ્તક કરતાં એમાં છોકરાંઓને વધારે રસ પડતો. 'મને લાગે છે કે,' ટૉલસ્ટૉય ગંભીર વિધાન કરે છે, 'મનુષ્ય જાતિની બાલ્યાવસ્થાનું પુસ્તક દરેક માણસની બાળક અવસ્થા માટે હંમેશાં સર્વોત્તમ નીવડવાનું જ.' તેમને એની જગ્યાએ બીજું શોધી કાઢવું અશક્ય છે એમ લાગ્યું, અને બધા સંક્ષેપ અને બાઇબલની વાર્તાઓના સંગ્રહો મૂળ કરતાં ઓછા કિંમતી જણાયા. તેમના મત પ્રમાણે, તોરાતમાં સર્વાંગશુદ્ધ કળા છે. ટૉલસ્ટૉય કહે છે કે 'બગડેલી જુવાન સ્ત્રીઓ' માટે એ અયોગ્ય પુસ્તક હશે, પણ તેઓ ઉમેરે છે કે "જ્યારે મેં તે ખેડુતોનાં છોકરાંઓ આગળ વાંચ્યું ત્યારે મેં તેમાંનો એક શબ્દ પણ ફેરવ્યો નહોતો, અને તેઓ હમેશાં એને ભક્તિ અને રસથી સાંભળતાં. તે આખુંએ, ખાસ કરીને બાળકને માટે કેટલું સરળ અને સમજી શકાય એવું, અને સાથે સાથે જ કેટલું ગંભીર અને કડક છે! હું નથી સમજી શકતો કે આ પુસ્તક વગર શિક્ષણ કેવી રીતે શક્ય છે."

બાઇબલ, વિદ્યાર્થીઓ પ્રવેશ કરવા ઇચ્છે છે એવી કોઇ નવી અને જાદુઈ દુનિયાનો પડદો ઊંચો કરતું હોય એમ લાગ્યું, અને વિદ્યાર્થીઓને વિજ્ઞાન અને કળાની નવી સૃષ્ટિમાં પ્રવેશ કરાવવો એ શિક્ષકની વાસ્તવિક ફરજ છે. તેણે તેમની ઉત્કંઠા અને પોતે લઈ જાય ત્યાં જવાની ઇચ્છાને જાગ્રત કરવી જોઇએ. અને બાઇબલે આ ઉત્કંઠા પ્રથમ જાગ્રત કરી — બીજું કંઈ એ ન કરી શક્યું. છોકરાંઓ એનાથી કદિ પણ કંટાળી જતાં નહિ, અને ટૉલસ્ટૉય પાસેથી એ શ્રવણ કર્યા પછી જે છોકરાંઓ રશિયન ઇતિહાસમાં અને બીજાં ક્ષેત્રોમાં તેમની પાછળ જવાને તૈયાર થતાં, તેમણે જ એમાં પ્રવેશ કરવાની પહેલાં ના પાડી હતી.

બીજું કોઇ પુસ્તક આવા સંક્ષિપ્ત અને કાવ્યમય રૂપમાં માનવવિચારની બધી બાજુઓનું વર્ણન નથી આપતું. માણસોના અંદર અંદરના — કુટુંબના, સમાજના, ધર્મના — અસલ સંબંધો એ પાનાઓમાં પહેલી જ વાર જડી આવે છે. તે બાળકને પસંદ પડે એવા રૂપમાં ડહાપણ શીખવે છે અને બાળકના મનને આનંદ આપે છે. "જડવાદ જ્યારે જડવાદનું બાઇબલ લખશે અને બાળકોને જ્યારે તે બાઇબલને ધોરણે ઉછેરવામાં આવશે, ત્યારે જ તે પોતાનો જય થયો છે એમ કહેવાનો હક મેળવી શકશે." અંતમાં ટૉલસ્ટૉય કહે છે કે જેમ ગ્રીસના સમાજમાં હોમર વગર, તેમ આપણા સમાજમાં બાઇબલ વગર બાળક અને માણસોનો વિકાસ અશક્ય થઇ પડત.

બાઈબિલના ઇતિહાસમાંથી બીજા ઇતિહાસો તરફ જવું સહેલું નહોતું. છોકરાંઓ ઇજીપ્ત કે ફીનીશિયનો માટે રસ

બતાવતાં નહિ. બાઇબલનો ઇતિહાસ શીખતા પહેલાં છોકરાંઓએ રૂશિયાનો ઇતિહાસ સાંભળવા માટે તદ્દન ના પાડેલી. બાઇબલના ઇતિહાસનો અભ્યાક્રમ પૂરો કર્યા પછી તેઓ કંઇક નરમ થઇને ઇતિહાસ સાંભળવા કબૂલ થતાં; છતાં રાષ્ટ્રીય ઇતિહાસમાં હજી પણ તેઓ નહિ જેવો જ રસ લેતાં. ટૉલસ્ટૉય કબૂલ કરે છે કે રૂશિયાનો ઇતિહાસ ઉત્સાહજનક નથી. ૧૮૧૨ના જાનેવારી અને ફેબ્રુઆરીમાં 'સેનાપતિઓ'એ ફ્રેન્ચ લોકોને પાછા હાંકી કાઢ્યા એ એક બીના બાદ કરીએ તો રૂશિયાના ઇતિહાસમાં ઉત્સાહ ઉત્પન્ન કરે એવી બીજી કોઇ બીના નથી; અને પેલા એ સેનાપતિઓ તો આપણા જેવા હાડમાંસના માણસ લાગતા જ નથી.

ટૉલસ્ટૉય તો દેશભિમાનના કટ્ટા વિરોધી. એ જ ટૉલસ્ટૉય ચાળીસ વરસ પહેલાં શિક્ષકોને ઇતિહાસ શીખવવાની દેશાભિમાનની પદ્ધતિ એ એક જ પદ્ધતિ છે એવી ભલામણ કરતા, એ જરા વિચિત્ર લાગે છે. તેમણે મૉસ્કોમાંથી નેપોલિયનની પીછેહઠની વાર્તા પહેલવહેલી છોકરાંઓને કહી તે પ્રસંગ તેમના સ્મરણમાં ચિરસ્મરણીય રહ્યો. તેઓ કહેતા, "હું એ કદિ પણ ભૂલીશ નહિ." તેમણે વર્તમાનમાંથી ભૂતમાં પ્રવેશ કરી ઇતિહાસ શીખવવાનો વિચાર કર્યો હતો. બીજા શિક્ષકે નિયમ પ્રમાણે શરૂઆતથી શરૂ કર્યું હતું, અને બંનેએ છેવટે વચમાં ભેગા થવું એવો વિચાર હતો. ટૉલસ્ટૉય એક વખત બીજા વર્ગમાં ગયા અને જે વિષય વિદ્યાર્થીઓ શીખતા હતા તેનાથી તેમને અતિશય કંટાળેલા જોયા. છોકરાઓએ તેમને કંઈ પણ નવું કહેવાની વિનંતિ કરી. ટૉલસ્ટૉય નીચે બેઠા અને ફ્રાન્સની રાજ્યક્રાન્તિ પછી

નેપોલિયનના ઉદય વિષે કહેવા માંડ્યું. કેટલીક મીનીટ સુધી અતિશય ઘોંઘાટ વ્યાપી રહ્યો — કેટલાક ટેબલ પર ચઢવા લાગ્યા, કેટલાક તેની નીચે બેસી ગયા, અને બીજાઓ પાટલીઓ નીચે ગોઠવાયા — પણ છેવટે બધું શાંત થયું. તેમણે તેમને નેપોલિયને રૂશિયાને તાબે કરવાનો કેવો નિશ્ચય કર્યો હતો તે કહી સંભળાવ્યું.

'શું!' એક છોકરો બૂમ પાડી ઉઠ્યો, 'એ અમને પણ જીતવા માગે છે?'

'ગભરાઈશ નહિ,' બીજાએ જવાબ આપ્યો. 'અલેકઝાન્ડર એની પણ ખબર લઇ નાંખશે.'

ઝારની બ્હેનને નેપોલિયનને પરણાવવાની સૂચના સાંભળી, અને ઝાર તેને બરોબરીઓ તરીકે માને એ સાંભળી તેમને ઘણું માઠું લાગ્યું.

'એને પળવાર થોભવા દે.' ધમકી આપતો હોય તેવા ચાળા કરી પેટ્કા બોલી ઉઠ્યો.

બીજાઓ બૂમ પાડી ઉઠ્યા, 'આગળ ચાલો, આગળ ચાલો!'

જ્યારે અલેકઝાન્ડરે તાબે થવાની ના પાડી અને લડાઈ જાહેર કરી, ત્યારે બધાયે વિદ્યાર્થીઓએ પોતાની સંમતિ બતાવી, પણ જ્યારે નેપોલિયને, 'બાર રાષ્ટ્રો સાથે' રૂશિયા તરફ કૂચ કરી ત્યારે તેઓ બધા અત્યંત ગભરાટમાં પડ્યા. કાઉન્ટ ટૉલસ્ટૉયનો એક જર્મન મિત્ર તેમની સાથે વર્ગમાં હાજર હતો.

'અરે, તમે પણ અમારી વિરુદ્ધ છો?' પેટ્કાએ તેના તરફ બૂમ પાડી કહ્યું.

'ઝાનો રહે!' બીજાઓએ બૂમ પાડી.

રશિયાની પીછેહઠથી તેમને અતિશય દુઃખ થયું, અને તેમણે સેનાધિપતિઓ પર નિંદાનો વરસાદ વરસાવ્યો.

'તમારો કાઉટ્રાઝૉફ તદ્દન વેદિયાળ છે!'

'થોડી વાર થોભ તો ખરો' બીજાએ કહ્યું.

'પણ તે પાછો ફર્યો જ કેમ?' ત્રીજાએ પૂછ્યું.

આથી રશિયનો બોરોડીનોની લડાઈમાં હાર્યા એ કહેવાનું કામ ટૉલસ્ટૉયને મુશ્કેલ હતું. છોકરાઓને એ સખત આઘાત હતો.

'એ ગમે તેમ હો. આપણે ન જીત્યા તો તેઓ પણ ક્યાં જીત્યા છે?' તેમણે કહ્યું.

જ્યારે નેપોલિયન શહેરની કુંચીઓ અને લોકોના મુજરાની આશા રાખતો મૉસ્કો આવી પહોંચ્યો ત્યારે ક્ષોભનો લાંબો શોર મચી રહ્યો. બેશક, મૉસ્કોના બાળી નાંખવાને તેમણે ટેકો આપ્યો. પછી વિજયની (નેપોલિયનની) પીછેહઠની વાત આવી. ટૉલસ્ટૉયે ફ્રેન્ચોએ મૉસ્કો કેવી રીતે છોડ્યું, અને કાઉટ્રાઝૉફે તેમની પાછળ પડી તેમના ઉપર કેવી રીતે હુમલો કર્યો તે કહી સંભળાવ્યું.

'તેણે તેની આંખો ઉઘાડી!' પેટ્કા, હાથની મૂઠીઓ વાળતો, લાલચોળ મોઢે, બોલી ઉઠ્યો. આખા વર્ગપર ઉત્સાહની સ્ફૂર્તિ ફરી વળી, અને ઉત્સાહમાં એક નાનો છોકરો લગભગ કચરાઈ ગયો, તે તરફ કોઇનું ધ્યાન પણ ન ગયું.

જ્યારે ફ્રેન્ચો બરફથી ઠરીને મરી જવા લાગ્યા ત્યારે દયાના કેટલાક ઉદ્ગારો સંભળાયા. પછીથી, જર્મનોએ

રશિયાની બાજુ લેવા માંડી ત્યારે વિદ્યાર્થીઓ પાછા ટૉલસ્ટૉયના જર્મન મિત્ર તરફ વળ્યા.

'અહા, તમે લોકો આવી રીતે વર્તો છો કેમ? પહેલા અમારી વિરુદ્ધ, અને પછીથી જ્યારે તમે જુઓ છો કે અમે જીતીએ છીએ ત્યારે અમારી બાજુએ, કેમ?' અને આખી ઓરડી તે બિચારા પ્રત્યે નારાજી જાહેર કરવા લાગી.

જર્મન મિત્રે ટૉલસ્ટૉય પર એકતરફી વાત કહેવાનો આક્ષેપ મૂક્યો, અને ટૉલસ્ટૉયને તે કબૂલ કરવો પડ્યો. જો તેમણે અલેકઝાન્ડરની પ્રશિયા તરફની કપટમય નીતિનું અને પોલૅન્ડ તરફની ક્રૂરતાનું વર્ણન કર્યું હોત તો છોકરાઓએ તે જરા વાર પણ સાંભળ્યું ન હોત. તેથી તેમને એક કાલ્પનિક કિસ્સો ઉપજાવી કાઢી ઇતિહાસ તરીકે પીરસવો પડ્યો. શાળાઓમાં રાષ્ટ્રીય ઇતિહાસ શીખવવાના સર્વ પ્રયત્નોમાં એ જ તો વાસ્તવિક ખામી છે. પાઠ્ય પુસ્તકો રચનારાઓને અને શિક્ષકોને પણ હંમેશાં અનેક જૂઠાણાં કહેવાં પડે છે. એ પ્રથા કંઈ સારી ન કહેવાય; એ કંઈ આબરૂદાર માણસનો રસ્તો નથી.

અમેરિકાનો ઇતિહાસ રશિયાના ઇતિહાસ કરતાં કંઈક ઉત્સાહજનક છે ખરો. પિલ્ગ્રિમ ફાધર્સનો ધાર્મિક સ્વતંત્રતાની ખાતર દેશત્યાગ, ચહા પરનો ગેરવ્યાજબી કર આપવાનો ઇનકાર, ગુલામગીરીનો સદંતર નાશ — આ બધા મહાન બનાવો ઊંચું નૈતિક શિક્ષણ આપવાની તક આપે છે, પણ એમનો એવી રીતે કોઈ પણ ઉપયોગ નથી કરતું. રાષ્ટ્રવીરોની સર્વ ખામીઓને છૂપાવવામાં આવે છે, આપણા શત્રુઓનું ચરિત્ર કાળું ચીતરવામાં આવે છે અને આખી

વાત પર અસત્યની છાપ મૂકવામાં આવે છે. આપણી માનવજાત વિષે ઉત્સાહ અને આદર કેળવવો શક્ય છે અને એ ભૂમિકાએ પહોંચ્યા પછી પણ સ્વદેશાભિમાનની ઉશ્કેરણી અનીતિમય લાગે છે. કદાચ સાધારણ છોકરો આ ભૂમિકાએ ન પહોંચી શકે — જો કે મને લાગે છે કે તેને ત્યાં પહોંચવાને લલચાવવાનો પ્રયત્ન કરી જોવા જેવો છે. વિદ્યાર્થીઓમાં સ્વદેશાભિમાન ઘણું હોય જ છે. એને આપણે ઉશ્કેરવાની જરૂર નથી રહેતી, અને બીજાં રાષ્ટ્રોની નિંદા કરી અથવા વાસ્તવિક બીનાને મારી મચેડી દેશાભિમાન જગાડવાની જરૂર તો નથી જ નથી.

જો છોકરાને પોતાના દેશનો ઇતિહાસ શીખવવો જ હોય, તો એ ઇતિહાસ સાચો હોવા દો, અને તેમને બીજા દેશોનો દ્વેષ અને તિરસ્કાર ન કરવાની શિખામણ આપવાની તસ્દી લો. એને જાણવા દો કે બીજાઓને પણ તેમના દેશ માટે, આપણા જેટલું જ દઢ અને યોગ્ય અભિમાન હોય છે; અને જો તેઓ સત્યમાં રસ લેવાની ના પાડે, તો તેમને એના વગર રહેવા દો. ખરેખર, આપણામાંથી શાળામાં શીખેલો ઇતિહાસ કોણે સાચવી રાખ્યો છે? હું માત્ર મારે પોતાને માટે જવાબ આપી શકું. આવા શિક્ષણમાંથી મને અત્યારે જેટલું યાદ છે તે બધું હું કોઇ વિશ્વકોષમાંથી અઠવાડિયામાં સહેલાઇથી શીખી શકું. અને અત્યંત વિદ્વાન પંડિત પણ માનવી ઇતિહાસનો કેટલો અંશ જાણે છે? સાગરમાંથી ટીપાં જેટલો. અને અપરિપક્વ વિગતો અને અસંબદ્ધ તારીખોના જથ્થાને શું ઇતિહાસનું સાચું તત્ત્વ કહી શકાય? મને એમાં શંકા છે.

ટૉલસ્ટૉય એવા નિશ્ચય પર આવ્યા કે વિદ્યાર્થીઓનો ઇતિહાસમાં રસ તદ્દન ચમત્કૃતિ પૂરતો — એટલે કે, કળામય હોય છે. તેમને રોમ્યુલસ અને રેમસની કથામાં આનંદ પડે છે તેનું કારણ એ નથી કે તેમણે દુનિયાના સૌથી મોટા સામ્રાજ્યની સ્થાપના કરી પણ તેમની વાર્તા રસમય અને અદ્‌ભુત છે એટલા માટે જ. આખી કોમો સ્થાનાંતર કરે એ વિષેનું વર્ણન તેઓ નથી સાંભળતાં, કેમકે તેમાં કળા નથી હોતી. 'ઇતિહાસમાં જ્યારે જીવન રેડવામાં આવે છે ત્યારે જ છોકરાંઓ તે તરફ આકર્ષાય છે.' તેઓને નર્યા ઇતિહાસમાં ગંમત નથી પડતી, અને 'છોકરાંનો ઇતિહાસ' એ શબ્દોમાં કંઇ અર્થ નથી.

બાઇબલની દુનિયાના બાલ્યાવસ્થાના પુસ્તક તરીકેની ટૉલસ્ટૉયની પસંદગી સૂચવે છે કે ગ્રીક, રોમન, જર્મન અને બીજા પુરાણોનો વધારે વિશ્વાસપાત્ર ઇતિહાસની જગાએ સારી રીતે ઉપયોગ કરી શકાય. શિક્ષણની દષ્ટિએ ટ્રૉયના ઘેરાની સવિસ્તર હકીકત જાણવામાં વખત આપવો એ મહાન અલેક્ઝાન્ડર અથવા શાર્લમનની ચઢાઇઓ જાણવા જેટલું જ લાભદાયક છે. અદ્‌ભુતદુનિયા માટે બાળકોમાં નૈસર્ગિક અભિરુચિ હોય છે, અને તેને સંતોષવામાં કંઈ પણ નુકસાન નથી. હૉથૉર્નની 'ટેંગલવૂડ ટેલ્સ'થી મારા શીખેલા કોઇ પણ ઇતિહાસો કરતાં, મારા પર વધારે ઊંડી અસર થતી.

## પ્રકરણ ૯

## ત્રીજા વર્ગો

ટીસરાઁપને ભૂગોળ શીખવવામાં ઇતિહાસના જેટલી જ મુશ્કેલી પડતી. પૃથ્વી પોતાની ધરીની આસપાસ ફરે છે અને સૂર્યની આસપાસ ભ્રમણ કરે છે એ વાતમાં છોકરાંઓને બિલકુલ રસ પડતો નહિ. જ્યારે તેમણે જુદા જુદા દેશો ક્યા ક્યા ખંડોમાં આવેલા છે તે શીખવવાની શરૂઆત કરી, ત્યારે તેમને લાગ્યું કે એવી માહિતીનો કશો ઉપયોગ નથી. જેવી રીતે ઇતિહાસમાં તેમણે તેમના પોતાના વખતથી શરૂઆત કરી હતી તેવી રીતે તેમણે હવે તેમના પોતાના ગામડાથી ભૂગોળ શીખવવાનો પ્રયોગ કરી જોયો. પાડોશના ગામડા વિષે વિદ્યાર્થીઓએ કંઇક રસ દેખાડ્યો, પણ તેઓ ક્યારનાયે અભ્યાસ વગર જ તેને જાણતા હતા. તેથી આગળનું સ્થાન તેમનામાં બિલકુલ ઉત્કંઠા જગાડી શક્યું નહિ. તેઓ જુદા જુદા દેશોની વાતો ધ્યાનથી સાંભળતા — પણ તેમાં ભૂગોળ ન હોય ત્યારે. પણ એટલેથી ખેલ ખલાસ થતો. અને જ્યારે તેમને જણાતું કે એ વાતો તો તેમને છેતરીને ભૂગોળ શીખવવા માટે હતી ત્યારે તે ઠગાઇથી તેઓ ચીડાતા અને ભૂગોળના વર્ગ પ્રત્યે તેમણે સખત અણગમો બાંધ્યો.

ટૉલસ્ટૉય એવા નિશ્ચય પર આવે છે કે શાળાઓમાં ભૂગોળ શીખવવી એ ભૂલ છે. અનુમોદનપૂર્વક એક રશિયન પ્રહસનમાં આવેલા એક જણનું વાક્ય તેઓ ટાંકે છેઃ

'બધા દેશોનો અભ્યાસ કરવાથી શો લાભ થાય છે? તમને જ્યાં જવું હોય ત્યાં ગાડીવાન લઈ જશે.'

શિક્ષક તરીકે કામ કરતાં તેમને લાગતું કે મારી અંદર કુદરત, કળા અને કાવ્ય વિષેની માહિતીનો સમુદ્ર ભરેલો છે, પણ તે છોકરાંઓને અર્પણ કરવાને મારી પાસે વખત નથી. આપણે ઉષ્ણ કટીબંધ અને ધ્રુવપ્રદેશો વિષે કહેવાનું શરૂ કરીએ ત્યાર પહેલાં આપણી આસપાસના જીવન વિષે પ્રશ્નોના જવાબ આપવાના છે. છોકરાંઓને ભૂગોળ માટે નૈસર્ગિક અભિરુચિ નથી હોતી, અને જો તે શીખવવી હોય તો પ્રથમ અભિરુચિ જાગ્રત કરવી જોઇએ. આ ઉદ્દેશ પાર પાડવા માટે ટૉલસ્ટૉય મુસાફરીનાં વર્ણનો વાંચવાનું સૂચવે છે. મને ઉમેરવાનું મન થાય છે કે પોસ્ટની ટિકિટોનો સંગ્રહ એ જાગૃતિ વધારે સફળતાથી કરી શકશે. સાધારણ વિદ્યાર્થી ઉત્તમમાં ઉત્તમ શિક્ષકો શીખવાડે તે કરતાં આ રીતે ઘણું વધારે શીખે છે.

ટૉલસ્ટૉયે પોતાના 'કળા એટલે શું?' એ પુસ્તકમાં અત્યારનાં કાવ્ય, સંગીત અને ચિત્રકળા ગુંગળાવનારાં વાતાવરણમાં ઉછર્યાં છે, અને એ અધમ પેદાશ છે એવી પોતાની માન્યતા સંપૂર્ણ રીતે સમજાવી છે. તેમણે આ અભિપ્રાયો ક્યારનાયે યાસનાયાની શાળામાં જ બાંધ્યા હતા. ઉત્તમ કવિતાથી છોકરાંઓનું માથું દુખતું, પણ ખેડુતોનાં જંગલી લોકગીતોમાં તેમને મજા પડતી, અને ટૉલસ્ટૉય માને છે

કે આ બીજાં ગીતોમાં વધારે સાચી કળા રહેલી છે. તેથી પોતે છોકરાંઓને સંગીત અને ચિત્રકળાનું જે શિક્ષણ આપતા તેનાથી ટૉલસ્ટૉયને સંપૂર્ણ સંતોષ ન થયો હોય એ સ્વાભાવિક છે, કારણ કે તેમના દૃષ્ટિબિંદુ પ્રમાણે પોતેજ તે વિદ્યાર્થીઓના પગ પાસે બેસીને શીખે તે યોગ્ય હતું. તેઓ કહે છે કે જ્યારે પાઠ શરૂ થતાં પહેલાં છોકરાઓને છૂટા છોડવામાં આવતા ત્યારે તેઓ, વર્ગમાં ગાતા તેના કરતાં વધારે સારૂં ગાતા. પણ એ યાદ રાખવું જોઈએ કે રૂસ લોકોના હાડમાં જ સંગીત છે, અને તેમની પાસે રાષ્ટ્રગીતોનો ભંડાર ભરેલો હોય છે.

ચિત્રકળામાં ટૉલસ્ટૉય વિદ્યાર્થીઓને બને તેટલી સર્વ સ્વતંત્રતા આપતા. તેઓ કહે છે કે જો શાળામાં તેમની પાસે નકલ અને અનુકરણ જ કરાવવામાં આવે તો તેઓ આખી જીંદગી નકલ અને અનુકરણ જ કર્યા કરશે. બધી બાબતોમાં તેઓ તેમની અભિરુચિને શિક્ષકની અભિરુચિ, જે જરૂર બગડેલી છે એમ તેઓનું માનવું હતું તેનો ડાઘ પડવા દેતા નહિ. છોકરાને શિક્ષકના જેટલો જ પોતાને માટે પોતાની મેળે પસંદગી કરવાનો હક છે, અને એમ કરવાથી તેમની અભિરુચિ વિકૃત થવાનો અને બગડી જવાનો ઓછો સંભવ છે.

એમ ન માનવું કે ટૉલસ્ટૉયે પોતાના શિક્ષણ વિષયક વિચારો યૂરોપમાં ચાલતી પદ્ધતિઓનો પૂર્ણ અભ્યાસ કર્યા વગર જ બાંધ્યા હતા. તેમણે જર્મની, ફ્રાન્સ અને સ્વિટ્ઝરલેન્ડની શાળાઓની મુલાકાત લીધી હતી, અને શિક્ષકો તથા વિદ્યાર્થીઓને, તેમની પાસેથી જે કંઈ જાણવાનું મળે તે સર્વ

જાણવાની ઇચ્છાથી, પ્રશ્નો પૂછ્યા હતા. તેમણે માર્સેલ્સમાં ( હું ધારૂં છું કે ૧૮૬૦-૬૨ ની આસપાસ ) આ જાતનો ખાસ અભ્યાસ કર્યો હતો, અને થોડી વારમાં જ તેમની ખાતરી થઇ ગઇ કે એ શહેરની શાળાઓ લગભગ નકામી હતી. તેમ છતાં તેમણે જોયું કે માર્સેલ્સના રહેવાસીઓ વિશેષ બુદ્ધિશાળી, હોંશિયાર અને સુધરેલા હતા. આ વાતનો ખુલાસો શો? ખુલાસો આ હતોઃ તેમણે પોતાની કેળવણી તો શાળાની બહાર—શેરીઓમાં, ચહા ચેવડાની દુકાનોમાં, નાટક-શાળાઓમાં, ઉદ્યોગશાળાઓમાં અને અજાયબગૃહોમાં, અને ડ્યૂમાની નવલકથાઓ જેવાં પુસ્તકો વાંચીને મેળવી હતી. તેઓ કહે છે કે કુદરતી શાળા આ છે; એણે કૃત્રિમ શાળાને નુકસાન પહોંચાડ્યું છે, અને એના જુલમી સ્વરૂપ વગર એનું બીજું કંઈ ભાગ્યે જ બાકી રાખ્યું છે.

આખરે ટૉલસ્ટૉય તારવી કાઢે છે કે જેમ કોઈ પ્રજા ખૂબ આગળ વધે તેમ સાચું શિક્ષણ શાળાનો ત્યાગ કરી બહારના જીવનનો આશ્રય લે છે. કોઈ શાળા જો આ પ્રગતિની સાથે મેળ રાખવા માગતી હોય તો તેણે વિદ્યાર્થીના ગૃહજીવને સૂચવેલા પ્રશ્નો છોડવવાનો પ્રયત્ન કરવો જોઇએ, કારણ તેના ઘરમાં અને તેના પાડોશીઓની વચ્ચે જ તેને જીવનનો પ્રત્યક્ષ પરિચય થાય છે. પ્રચલિત કેળવણી વિષે ટૉલસ્ટૉય કહે છે કે એ તો નૈતિક જોહુકમી છે, એટલે કે એક માણસે બીજાને પોતાના જેવો જ કરવાનો એમાં પ્રયાસ હોય છે, અને આમ કરવું એ તો માણસના નૈસર્ગિક હક ઉપર ગેરવ્યાજબી ત્રાપ છે. નીતિની દૃષ્ટિએ તેમ કરવાનો આપણને હક નથી.

શાળામાં આ જાતનું શિક્ષણ લેતું બાળક કેવું "ચિંતાતુર, દીન, થાક, બીક અને અશાંતિથી દબાયેલું, વિચિત્ર ભાષામાં યંત્રવત વિચિત્ર શબ્દો ઉચ્ચારતું, ગોકળગાયની માફક જેનો આત્મા શરીરના શંખલાંમાં ભરાઈ ગયો છે એવા પ્રાણી" જેવું હોય છે, અને એ જ બાળક જ્યારે શેરીમાં કે ઘરમાં હોય છે ત્યારે કેવું "જીવનનો આનંદ લેતું, શીખવાની ઉમેદવાળું, હસમુખું, દરેક રીતે વિકાસ પામવાનો પ્રયત્ન કરતું, અને જ્યારે બોલે ત્યારે પોતાના વિચાર સ્પષ્ટ રીતે બોલી બતાવે છે" — તે બે વચ્ચે સુંદર મુકાબલો કરે છે.

પંદર વરસ સુધી શાળામાં શિક્ષણ આપવાના પ્રયત્નો કર્યાં પછી ટૉલસ્ટૉય પોતે તારવી કાઢેલા સિદ્ધાન્તોનો 'જાહેર શિક્ષણ' ઉપરના નિબંધમાં ઉપસંહાર કરે છે. તેઓ આગ્રહથી પ્રતિપાદન કરે છે કે શિક્ષણનો સર્વ પાયો સ્વતંત્રતા છે — લોકોને પોતાની શાળાઓની વ્યવસ્થા કરવાની સ્વતંત્રતા અને વિદ્યાર્થીને પોતે શું ભણવું અને કેવી રીતે ભણવું તે નક્કી કરવાની સ્વતંત્રતા,— એ છે. શિક્ષક તથા વિદ્યાર્થીઓની વચ્ચે અત્યંત સ્વાભાવિક સંબંધ બતાવવાની ઉત્તમ રીતે તો માત્ર અનુભવ જ બતાવી શકે. દરેક પ્રસંગે દરેક કિસ્સામાં સ્વતંત્રતાના વાસ્તવિક પ્રમાણનો આધાર શિક્ષકની આવડત અને સહાનુભૂતિ પર રહેશે; પણ તેઓ આ સામાન્ય સિદ્ધાન્ત માટે આગ્રહ રાખે છે કે જેમ અંકુશ ઓછો તેમ શાળા વધારે સારી.

# પ્રકરણ ૧૦

## ટૉલ્સ્ટૉયના પછીના વિચારો

જે વિચારોને લીધે ટૉલ્સ્ટૉયે એક સ્વતંત્ર વિચારક તરીકે ખ્યાતિ મેળવી છે તેમાંના ઘણાખરા વિચારો, કંઈ નહિ તો બીજરૂપમાં તેઓ ૧૮૬૨માં ધરાવતા હતા, એ સહેલાઈથી જોઈ શકાય તેમ છે. સંપૂર્ણ સ્વતંત્રતા એ તેમનું ધ્યેય છે, અને તેઓ એ ધ્યેય લગભગ મોટા માણસોના જેટલું જ સંપૂર્ણતાથી છોકરાઓને પણ લાગુ પાડવાના હિમાયતી છે. થોડા જ વખત પર તેમનો એક ખાનગી પત્ર પ્રસિદ્ધ થયો હતો તેમાં તેમણે તેમના અત્યારના શિક્ષણ વિષયક વિચારોનું કાંઈક દિગ્દર્શન કરેલું છે. તેઓ માને છે કે શિક્ષકોએ શાળાના કલાક નક્કી કરવા જોઈએ, પણ છોકરાંઓને આવવું હોય તો આવે ને ન આવવું હોય તો ન આવે એવી છૂટ હોવી જોઈએ. જ્યાં શાળાને આકર્ષક બનાવી હોય ત્યાં આ પદ્ધતિની હાજરી ઉપર કંઈ જ અસર નહિ થાય. "જેવી રીતે ખવડાવવામાં ખાનારો ભૂખ્યો હોવો જોઈએ એ અનિવાર્ય શરત છે તેવી રીતે શિક્ષણ યશસ્વી

થવા માટે વિદ્યાર્થીઓએ પોતાની ઇચ્છા હોય ત્યારે પોતાની મેળે જ ભણવા આવવું જોઇએ, એ અનિવાર્ય શરત છે." હું ધારું છું કે છોકરાઓના રખડેલપણા માટે ટૉલસ્ટૉય વિદ્યાર્થી કરતાં શિક્ષકને જ વધારે જવાબદાર ગણે, કારણ કે શિક્ષકે શાળાને વધારે આકર્ષક બનાવવી જોઇતી હતી.

સ્વતંત્રતા ઘણાં કારણોને લીધે આવશ્યક છે. હોંશિયાર વિદ્યાર્થીઓને મંદ વિદ્યાર્થીઓની આગળ ધસવાની છૂટ હોવી જોઇએ. માત્ર સ્વતંત્રતામાં જ તમે જોઈ શકો કે બાળક કયા વિષયો પચાવવાને તૈયાર છે, અને એનું ખાસ વલણ શાના તરફ છે. જો શાળામાં વિદ્યાર્થીને સ્વતંત્રતા આપવાની ના પાડવામાં આવે તો છોકરાને સ્વાતંત્ર્યપ્રેમ કેમ શીખવાડી શકીએ ? જો શિક્ષણકાળમાં તે બળાત્કારથી ટેવાઈ જાય તો તે એને જીવનનું એક મહાન અને આવશ્યક અંગ ગણશે. છોકરાંઓને જે શીખવાની ઇચ્છા હોય તે તેમને શીખવવું, એટલું જ કરવાની જરૂર છે.

" નાનાં છોકરાંઓ પણ, જો તેમને સ્વાભાવિક રીતે ઉછેરવામાં આવ્યાં હોય તો, પોતાની જાતે જ પાઠની માગણી કરશે અને નિયમિતતા માટે પણ આગ્રહ રાખશે......... ગઈ કાલે જમ્યા પછી પાઠ આપવામાં આવ્યો હતો એટલે આજે પણ તેઓ જમ્યા પછી પાઠ માગવાનાં જ." ટૉલસ્ટૉય માને છે કે જાગ્રત અવસ્થાના સોળ કલાકમાંથી અડધા 'કેળવણીને' એટલે કે જ્ઞાનનો પ્રકાશ મેળવવાને આપવા જોઇએ — વચમાં વિશ્રાંતિ અને ગંમત માટે થોડો સમય રાખવો જોઇએ." જ્ઞાનપ્રાપ્તિમાં તેઓ પોતાની જાત માટે, કુટુંબ માટે અને બીજાઓ માટે કામ કરવું, કચરો

કાઢવો, બધી વસ્તુઓ વ્યવસ્થિત રાખવી, રાંધવું, લાકડાં ચીરવાં, વગેરેનો સમાવેશ કરે છે. "બાકીનો અડધો વખત હું અધ્યાપનને આપું. વિદ્યાર્થીને હું સાત વિષયોમાંથી તેને જેમાં ગંમત પડે તે એક વિષય પસંદ કરવા દઉં.

"મને ઉમેરવાનું મન થાય છે કે પોતાનાં છોકરાંઓને કેળવવા માટે, બીજી જગ્યાએ મૂકવાં, અથવા તો શાળાની વ્યવસ્થા માટે પહેલેથી કોઈ કાલ્પનિક યોજના અમલમાં આણવાની વગેરે કશું નવું કરવાની સલાહ ન આપું; શિક્ષકો મદદનીશો, અથવા વિદ્યાર્થીઓને પણ બોલાવવાની ભલામણ હું ન કરૂં, પણ જે પરિસ્થિતિ હોય તેનો ઉપયોગ કરી લઉં, અને ધીમે ધીમે ભવિષ્યને ખીલવું, અથવા ખરૂં કહું તો તેને પોતાની મેળે ખીલવા દઉં.

"ચિત્રકળા અને સંગીતની બાબતમાં પિયાનો વગાડતાં શીખવાડવું એ ખોટી રીતે નીમાએલા શિક્ષણનો પ્રત્યક્ષ દાખલો છે. જેમ ચિત્રકળામાં, તેમ સંગીતમાં પણ છોકરાંઓને જે સાધનો હંમેશાં પાસે હોય તેમનો ઉપયોગ કરતાં (ચિત્રકળામાં ચાક, કોયલો ને પેનસીલ વાપરતાં; સંગીતમાં તેઓ જે જુએ અને સાંભળે તેને પોતાના અવાજદ્વારા પ્રગટ કરતાં) શીખવવું જોઇએ. જો આગળ જતાં — જે અત્યંત અફસોસ થાય એવું છે — કોઇ અસાધારણ વિદ્યાર્થીઓ ખાસ પ્રવીણતા બતાવે તો તેઓ તેલના રંગોથી ચીતરતાં, અથવા કિંમતી વાજીત્રો વગાડતાં, શીખી શકે.

"આ પ્રાથમિક શિક્ષણ આપવા માટે, હું જાણું છું કે હવે સારાં, નવાં લઘુપુસ્તકો તૈયાર છે.

"ભાષાઓ શીખવવાની બાબતમાં એટલું જ કે જેમ વધારે ભાષાઓ શીખવાડવામાં આવે તેમ વધારે સારૂં. મને લાગે છે કે ગમે તેમ થાય તો પણ ફ્રેન્ચ અને જર્મન જરૂર શીખવાડવાં જોઇએ અને અંગ્રેજી અને એસ્પેરેન્ટો શક્ય હોય તો. અને ભાષા શીખવવી તે આ પ્રમાણે: જન્મભાષામાં જે ચોપડી સાથે સારો પરિચય થયો હોય તે જ ચોપડી આ નવી ભાષામાં છોકરાં આગળ વાંચવા માટે મૂકી દેવી અને છોકરાંને એનો ભાવાર્થ જાણવાનો પ્રયત્ન કરવાને ઉત્તેજન આપવું. સાથે સાથે મહત્ત્વના શબ્દો તેના ધાતુઓ અને વ્યાકરણનાં રૂપો ધ્યાનમાં રાખવાનું શીખવવું."

આ કાગળ પ્રસિદ્ધ કરવા માટે નહોતો લખાયો, અને એમાં ટૉલસ્ટૉય સ્પષ્ટ રીતે કહે છે કે હું ઉડઝૂડ લખી રહ્યો છું, અને મારે આ વિષયમાં વધારે ઊંડો વિચાર કરવો જોઇએ. આપણામાંથી ઘણાખરાને લાગશે કે ઉપલી યોજનામાં વિશ્રાંતિની બાબતમાં વધારે છૂટ રાખવામાં ન આવે તો દિવસનું કામ અત્યંત ભારે થઈ પડે; પણ સાથે સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે વિદ્યાર્થીને મરજીમાં આવે તેમ જવાની અથવા આવવાની છૂટ હોય છે અને તેથી અતિશ્રમનો રામબાણ ઇલાજ વિદ્યાર્થીના પોતાના હાથમાં જ રહે છે.

ટૉલસ્ટૉયના વિદેશી ભાષાઓ માટેના અસાધારણ પક્ષપાતનું કારણ એ છે કે યૂરોપમાં રશિયન ભાષા અસ્પૃશ્ય જેવી રહી છે, બહુ જ ઓછા પરદેશીઓ રશિયન શીખવાની તસ્દી લે છે. નાનું છોકરૂં પોતાની માતૃભાષા જેટલી સહેલાઇથી જ અનેક ભાષાઓ શીખી શકે છે, અને એમાં મહેનત કે અભ્યાસની જરૂર નથી એ નિર્વિવાદ છે. આગળ

પર, અને ભાષાઓ માટે ખાસ અભિરુચિ ન હોય તોપણ, છોકરાંઓને એ શીખવવી લાભકારી છે કે કેમ તેમાં મને પોતાને શંકાઓ છે. પણ અહીંયાયે ટૉલસ્ટૉય ઓસડ બતાવે છે, કારણ કે તેઓ જેમની શીખવાની ઇચ્છા હોય તેમને જ શીખવાડે.

એક નજીકના સગાંને ૧૯૦૨માં લખેલા, અને 'નિબંધો અને પત્રો' નામના પુસ્તકમાં પ્રસિદ્ધ થએલા બીજા એક પત્રમાં ટૉલસ્ટૉય તેમના અત્યારના શિક્ષણ વિષયક વિચારોનો કંઇક વધારે ઇસારો કરે છે. તેઓ સ્પષ્ટ કહે છે કે 'છોકરાંઓને જેમ બને તેમ ઓછું શીખવવું જોઇએ,' કારણ કે તેમને 'શિક્ષણનું અપચન થાય અને તેઓને શિક્ષણની સૂગ ચડે' એ વધારે ભૂંડું છે. તેઓ શ્રીમંતોનાં છોકરાંઓને તેમની સ્થિતિની પરોપજીવી વૃત્તિઓમાંથી મુકત કરવાના ખાસ હિમાયતી હતા. તેમણે પોતાને માંટે જાતે કામ કરતાં શીખવું જોઇએ, અને દરેક ચીજ બીજાઓ પાસેથી ન કરાવવી જોઇએ. તેઓ કહે છે કે સારા શિક્ષણની પહેલી શરત એ છે કે છોકરાંઓએ જાણવું જોઇએ કે તેઓ વાપરે છે તે દરેક ચીજ આકાશમાંથી તૈયાર નથી વરસતી, પણ બીજા લોકોની મજૂરીથી બને છે. તેને પોતાના જોડા નોકરોદ્વારા સાફ કરાવી લેતાં શરમ આવવી જોઇએ — 'નોકરો તેના ઉપરના વહાલને લીધે એ નથી કરતા, પણ તેની જાણબહારના બીજા જ કારણને લીધે કરે છે.' જો શરમ ન આવે, અને તે એ વાપરવાનું ચાલુ રાખે તો એ શિક્ષણની તદ્દન ખરાબ શરૂઆત છે, 'અને આખી જીંદગીભર તેના પર એની અત્યંત ઊંડી અસર રહે છે.'

તેઓ ઉમેરે છે કે " છોકરાઓ જાતે જેટલું કરી શકે તેટલું તેમને કરી લેવા દો, ઝભ્ભા પોતે ઊંચકવા દો, પોતાના પાણીના કૂજા જાતે ભરવા દો, કપડાં જાતે ધોવા દો, ઓરડીઓમાં સાફસૂફ રાખવાનું, પોતાનાં બૂટ અને કપડાં પરથી મેલ ખંખેરવાનું, ટેબલ ગોઠવવાનું વગેરે કામ જાતે કરવા દો. હું ખાતરીથી કહું છું કે આ વાતો નજીવી ભલે લાગતી હોય, પણ તમારાં છોકરાંઓના સુખને માટે, ફ્રેંચ, અથવા ઇતિહાસ વગેરેનાં જ્ઞાન કરતાં એ સેંકડોગણી વધારે ઉપયોગી છે." જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં, તેઓ આંગણાના બગીચામાં કામ કરવાની હિમાયત કરે છે; અને ઘરમાં આ બધાં કામ કરવાનું શીખવવું એનો અર્થ એ છે કે માબાપે તે કરવાં જોઇએ, કારણ કે છોકરાંઓ જે કામ તેમનાં માબાપને કરતાં જુએ છે તે જ કામ રાજીખુશીથી કરે છે. શ્રીમંતોનાં બાળકો વાસ્તવિક રીતે જે રીતે ઉછેરવામાં આવે છે તે જોતાં તેમને માટે સમાજનો માત્ર એક જ અર્થ શક્ય છે, અને તે આ છે કે સમાજના બે વર્ગો પડેલા છે — શેઠ અને નોકરો. જ્યારે તેમનાં માબાપો માણસના ભ્રાતૃભાવની અને ક્રિશ્ચિયનની પાડોશી પ્રત્યે પ્રેમ રાખવાની ફરજની વાતો કરે છે ત્યારે એ બધાની નીચે રહેલું અસત્ય તેઓ તરત જ કળી જાય છે અને તેમની પોતાનાં માબાપો અને શિક્ષકો, અને નીતિ ઉપરની પણ શ્રદ્ધા ઉડી જાય છે.

લંડનના ફ્રી એજ પ્રેસે ચોપાનિયાના રૂપમાં (ફ્રી એજ પ્રેસ ચોપાનિયું, નં. ૪) છાપેલા એક નાનકડા લેખમાં ટૉલસ્ટૉય અમુક નિયમો આપે છે; જે તેમના મત પ્રમાણે

## પ્રકરણ ૧૧

## અમેરિકન અખતરો

લગભગ યાસનાયા પોલિયાનાની શાળાની ધરતી પર જ ચાલતી એક નાનકડી નિશાળ ન્યૂ યૉર્કમાં, બ્રુકલીનના પરામાં, પ્રત્યક્ષ કામ કરી રહી છે; મેં તેની મુલાકાત લીધી છે અને આ પ્રકરણને માટે તેનું નિરીક્ષણ કર્યું છે. તેની સ્થાપના બે કે ત્રણ વરસ પહેલાં કિન્ડરગાર્ટનમાં કેળવાએલી એક બાઇએ કરી છે. તેને ટૉલસ્ટૉયના પ્રારંભિક અખતરાઓની બિલકુલ ખબર નહોતી, પણ થોડા વખત પછી તેને તેની ખબર પડી, ને તેની હકીકતથી તેના અંતઃકરણમાં આનંદ થયો અને તેને નવો ઉત્સાહ મળ્યો.

આઠ વરસ સુધી કિન્ડરગાર્ટનનું કામ કર્યાં પછી તેને લાગવા માંડ્યું હતું કે કિન્ડરગાર્ટન પદ્ધતિ, જૂનિ પદ્ધતિઓની જડતા ઉત્પન્ન કરનારી અસરો નાબૂદ કરવા જતાં પોતે જ જડ બની છે. તે બાઇએ બાળસ્વભાવનો ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો હતો, અને એવા નિશ્ચય ઉપર આવી હતી કે બાળકમાં પોતાની સ્વતઃસિદ્ધ શુભ પ્રેરણાઓ હોય છે. શાળાની તાલીમથી

તે બધી ખૂટી થઈ જાય છે અને તેની અવેજીમાં શાળા પાસેથી તેને કશું મળતું નથી. ધીમે ધીમે તેને સૂઝી આવ્યું કે છોકરાંને તેનો પોતાનો રસ્તો લેવા દેવો એ જ ઉત્તમ માર્ગ છે; માત્ર બાળકને પોતાની રીતે વિકાસ પામતાં મદદ કરવી, અને શિક્ષણનો ઉપયોગ તેની જ્ઞાનોત્કંઠા તૃપ્ત કરવા પૂરતો જ કરવો.

પોતાની કિન્ડરગાર્ટનની વ્યવસ્થામાં તેણે આ વિચારો પ્રમાણે કામ કરવા માંડ્યું તો તેને જણાયું કે વિદ્યાર્થીઓનું સ્વાવલંબન અને સ્વયંપ્રજ્ઞા ( initiative ) વધ્યાં હતાં, અને જ્યારે તેણે જાણ્યું ને કે તેની પાસેથી કેળવણી પૂરી કરી બીજે ભણવા ગએલા છોકરાઓ સામાન્ય છોકરાઓ કરતાં ધ્યાન ખેંચાય એટલા વધારે સારા હોય છે ત્યારે તેને આનંદ થયો. જો કે તેણે તેમને વાસ્તવિક રીતે ‘ શીખવાડ્યું ’ કશું નહોતું, જ્યારે સામાન્ય છોકરાંઓને હંમેશની માફક ગોખાવી ગોખાવીને તૈયાર કરવામાં આવ્યાં હતા. છેવટે તેણે કિન્ડરગાર્ટન છોડી દેવાનો અને પોતાની તદ્દન સ્વતંત્ર શાળા સ્થાપવાનો નિશ્ચય કર્યો. તે સંસ્થાને શાળા તરીકે બિલકુલ નહોતી ચલાવવાની, પણ છોકરાંઓને ઉછેરવા અને જીંદગીનો અનુભવ મેળવવાના સ્થાન તરીકે ચલાવવાની હતી.

આપણે બધા જાણીએ છીએ કે વાસ્તવિક રીતે બાળકોમાં સારો ઉત્સાહ હોય છે, જે તેઓ મોટાં થાય છે તેમ ઠંડો પડી જાય છે. દરેક બાળક સૂર્યોદય થતાં પથારીમાંથી બહાર નીકળવા ઇચ્છે છે. પથારીમાં આળોટવાની ટેવ ક્યારે શરૂ થાય છે, અને ક્યાંથી આવે છે? બાળકોને

બાઇ ઘરનું બધું કામ જાતે કરે છે, અને તે રાંધતી, કપડાં ધોતી, અને સીવતી હોય ત્યારે છોકરાં તેની આજુબાજુ ટોળે વળે છે. છોકરાંનાં આ ટોળાંથી કંટાળવાને બદલે તે સુખી દેખાતી હતી અને મજાથી કામ કરતી હતી. બધાં મળીને લગભગ પંદર છોકરાંઓ છે, અને તેઓ સમાજના બધી જાતના વર્ગોમાથી આવે છે. શાળા ઉપર એક જ આક્ષેપ છે કે તેનું સ્થાન શ્રીમંત લત્તામાં છે અને ગરીબ લોકો તેનો સહેલાઇથી લાભ લઇ શકતા નથી. બાઇ કહે છે કે આ તો અહીંની પોળની શાળા છે. કોઈ પણ શાળા પોતાની પોળ પૂરતી જ હોવી જોઇએ. તેથી 'ક્રીડાભુવન'માં મજૂરોનાં માત્ર બે કે ત્રણ બાળકો જ દાખલ કરવામાં આવ્યાં છે. આ દોષ ગણાય એમ પણ લાગતું નથી, કેમકે બાઇનો અનુભવ કહે છે કે શિક્ષણમાં નવા વિચારો તરફ મજૂરવર્ગ સૌથી ઓછો વળેલો છે, અને જો બને તો તેઓ ઘણું ખરું જૂના શિક્ષણક્રમનો જ આગ્રહ રાખે છે.

ઘણી દુઃખની વાત છે કે હું કલાક વહેલો આવી ન પહોંચ્યો. કેમકે છોકરાંઓ તે જ વખતે વૅગનરનું 'નીબ્લંજન લીડ' ભજવી રહ્યાં હતાં અને છેલ્લું ભરતવાક્ય તેમણે પૂરું કર્યું હતું. રંગીન જાડા કાગળની 'સીનરી' અને પોશાકના જુદી જુદી જાતના કકડાઓ આમ તેમ પડેલા મારી નજરે પડ્યા; અને સૂતળીનો એક લાંબો કકડો ઓરડીની આ બાજુથી પેલી બાજુ લટકતો હતો તેના ઉપર એક અપૂર્વ રંગબેરંગી પક્ષી— એ પણ કાગળનું હતું — ટાંગેલું હતું અને એને લગભગ જીવતું હોય તેમ આ તરફથી પેલી તરફ ઉડાડી શકાતું હતું. મને આવી જાતનું શિક્ષણ નહોતું મળ્યું, અને

આ નાટચ પ્રયોગો મેં જીંદગીમાં કદિયે નહોતા જોયા. તેથી આ પક્ષી, જેનું માથું મારા પગ આગળ પડયું હતું તે ભયંકર નાગ, અને જુદાં જુદાં અન્ય પાત્રોએ શો ભાગ ભજવ્યો હશે તે વિષે હું સાવ અજાણ્યો હતો. તેમણે તાજ અને પોષાક તથા કોર વગેરે પોતાનો સર્વ સાજ મને બતાવવા માંડયો ત્યારે મેં બનતી કોશીશથી મારૂં અજ્ઞાન છૂપાવી રાખ્યું.

છોકરાઓમાંથી એક બે જણે એ નાટચ પ્રયોગો જોયા હશે, અને તદ્દન પોતાની પ્રેરણાથી અને બીજાની મદદ વગર આ નાટકમંડળી તેમણે ઉભી કરી હતી. છોકરાંઓને પુરાણી દંતકથાઓમાં રસ પડે છે એ ટૉલસ્ટૉયના સિદ્ધાંતને આ વાતથી ટેકો મળે છે. બાઇએ આ નાટકમાં પિયાનો પર થોડાં ગાયનો વગાડવાનું જ કામ કર્યું હતું, અને તેમાં પણ પેલી સૌથી મોટી છોકરીએ (એને હમણાં જ તેર વરસ થયાં છે) પોતાનાથી બનતું કર્યું જ હતું. આ છોકરી કોઇ પણ જાતના અભ્યાસ વગર, કેવળ બીજાઓને વગાડતા જોઇને, તેમને પ્રશ્નો પૂછીને, જાતે વગાડીને અને કાગળમાંથી સૂચનાઓ વાંચીને તદ્દન સારી રીતે ગાયનો વગાડતાં શીખી છે.

આ જુવાન છોકરીને વૅગનરના સંગીત માટે ખાસ પક્ષપાત છે, અને તેની આગળ બીજા બધાને તુચ્છ લેખે છે. બીજું છોકરૂં બીથોવનનું સંગીત અને તેમાં પણ 'પૅથેટિક'વાળો રાગ સૌથી વધારે ચાહે છે. નાનાં છોકરાંઓને કંઈ ખાસ પસંદગી નથી. તેમને ચાલતા ઢાળો વધારે પસંદ છે. તેમાંનાં ઘણાંઓ ચિત્રકળાનાં શોખીન છે. તેમની

કૃતિઓનો સંગ્રહ મેં જોયો, જેમાંની કેટલીક તેમણે પોતાને હાથે મઢી હતી. કેટલીક વાર તો ચોકઠું એક અખંડ લાકડાના કકડામાંથી કાપી કાઢેલું જણાયું. છોકરાંઓ એકબીજાના કામ માટે અત્યંત મગરૂર હોય છે, અને લગભગ તે પોતાનું જ હોય એવી રીતે તેનાં વખાણ કરે છે. બાળસ્વભાવનું આ બીજું લક્ષણ. આ પણ પ્રચલિત શિક્ષણક્રમ નીચે થોડી વારમાં દબાઈ જાય છે.

ચિત્રકળામા પણ છોકરાંઓને તેમની પોતાની કલ્પનાઓ પ્રમાણે ઘણું ખરું કામ કરવા દેવામા આવે છે. એક છોકરાએ ઝાડોની ઘટાનું ચિત્ર દોર્યું હતું અને તેમાં થઇને રસ્તો દોરવાની તેની ઇચ્છા હતી. તેમ કરવા માટે કાગળની વચમાં થઇને ઉપરથી નીચે સુધી બે સમાંતર લીટીઓ દોરી તે બાઈ પાસે ચિત્રામણ લઇ આવ્યો. ‘જુઓ તો ખરાં એને શું થયું છે? હું તે નથી સમજી શકતો. એ રસ્તા જેવું દેખાવું જોઇએ પણ થાંભલા જેવું દેખાય છે. મારે કેમ કરવું?’ બાઇએ કહ્યું ‘લોકોને એ શોધી કાઢતાં ઘણાં વરસ લાગેલાં, અને કદાચ તને પણ ઘણો વખત લાગશે.’ કેટલાક દિવસ પછી તે બાઈ પાસે બીજું ચિત્ર લઈ આવ્યો, જેમાં રસ્તો યોગ્ય રીતે દોરેલો હતો. તેણે તે પોતાની મેળે શોધી કાઢ્યું હતું.

‘પણ તમે તેમને આવશ્યક વાચન, લેખન, અને ગણિતનું શિક્ષણ શી રીતે આપો છો?’ મેં બાઇને પૂછ્યું. ‘કેમ, એમાં શું? એ તો એમને શીખ્યે જ છૂટકો,’ તેણે જવાબ આપ્યો, ‘એ તો અહીંની હવામાં જ છે.’ અને છોકરાંઓ ભણાવવાની માગણી તો કરે જ છે.

કેટલીક ચીજો એવી છે કે જેમને વિષે તેઓ જાણવા ઇચ્છે છે — તેમનું જ્ઞાન મેળવવા માટે ઝંખે છે — ને એ સાથી વધારે ડહાપણ ભરેલો રસ્તો છે કે તેઓ તેને માટે તલપાપડ થઇ રહે ત્યાં સુધી રાહ જોવી. એ રીતે આપેલું જ્ઞાન પાત્રમાં જાય છે. એ બધી અભિરુચિની વાત છે. બાળક રુચિથી જે ખાય છે તે તેને પોષણ આપે છે. પણ જે તમે તેના ગળામાં બળાત્કારે ઉતારો છો તે તેને માંદું પાડે છે અને અજીરણ કરે છે.

મારો પોતાનો અનુભવ એ જ છે. ઘણીવાર મને વાંચવાની રુચિ ન હોય તે વખતે મારા ઘણા સારા મિત્રો મને ઉત્તમ પુસ્તકો વાંચવા આપે છે. પુસ્તક ન વાંચવા છતાં વાંચ્યું છે એમ મારાથી કહેવાતું નથી એટલી મારી ખામી છે તેથી તેની મરજી વિરુદ્ધ મારે એ ચોપડી ખેંચી કાઢવી પડે છે. આમ વાંચતાં ભૂલેચૂકે પણ મને ફાયદો થયો નથી. પણ કોઈ અમુક પ્રકારના વિચારમાં મને રસ પડવા દો, અને એ જ વિષયની એકાદ ચોપડી મારા હાથમાં આવવા દો પછી હું તો તેને ગળી જ જઉં અને મારી પોતાની કરી નાખું. વખતે એમ પણ બને કે વરસ બે વરસ પર મને એ ચોપડીથી કંટાળો છૂટ્યો હશે કેમ કે તે વખતે તે મારી પાસે કઅવસરે આવી હતી. બાળકને અથવા માણસને તેને જેની અભિરુચિ હોય તે જ આપો. જો તેની રુચિ બગડી ગઈ હોય તો તેને સુધારો. પણ તેની ઇચ્છા વિરુદ્ધ તેને ઠાંસી ભરો નહિ.

બાળકને સ્વભાવથી જ જ્ઞાનની નિર્મળ અભિરુચિ હોય છે. આપણું કર્તવ્ય તો તેને તક આપવાનું હોય છે.

આ 'ક્રીડાભુવન'માં બાળકોને લખવા ઉપર પ્રેમ છે, અને નિરંતર ગંમત માટે લખતાં જાય છે. જ્યારે બહારની શાળાનાં છોકરાંઓ, જેઓ કેટલીકવાર મહેમાનોની માફક આવી ચડે છે — તેમના મનમાં તો લખવા વિષે ભારે અણગમો હોય છે, અને લખવાને તેઓ સજારૂપ ગણે છે. આ બહારનાંઓ પણ થોડી વારમાં ત્રાસી જાય છે, અને દયાજનક રીતે શું કરવું તે પૂછે છે; જ્યારે નિયમિત રીતે 'ક્રીડાભુવન'માં જનારાંઓને કામ માટે કદિ પણ મૂંઝવણ નથી પડતી, અને સવારમાં કામ માટે ઘર ખોલવામાં આવે ત્યાર પહેલાં તેને ગજાવી મૂકે છે.

છોકરાંઓને, કોઈ તેમની આગળ વાર્તાઓ વાંચી સંભળાવે તે સાંભળવાનો શોખ હોય છે. કેટલીક વાર તેઓ સતત ઘણા દિવસ સુધી તેની માગણી કરે છે અને પછી પાછા કેટલાયે દિવસ સુધી તેઓ તે સંભરતા પણ નથી. પોતાની મનગમતી વાર્તાઓ જાતે પુસ્તકમાંથી શોધી કાઢવાનો પ્રયત્ન કરતાં, તે ઉકેલતાં, અને ધીમે ધીમે આજે આ શબ્દ તો કાલ પેલો શબ્દ એમ શબ્દો ઓળખતાં શીખતાં આ વાર્તાઓમાંથી તેઓ વાંચતાં શીખે છે.

આપણી અમેરિકન શિક્ષિકા સામાન્ય પદ્ધતિને હસી કાઢે છે. 'હું બિલાડી જોઉં છું. તમે બિલાડી જુઓ છો?' એમ લોકો નથી વાત કરતા. ત્યારે છોકરાંઓએ શા માટે એ રીતે વાંચતાં શીખવું જોઇએ? કોઇ છોકરૂં પુસ્તકો માટે અતિશય શોખ જણાવે, અને પરિણામે બાહારની કસરત તરફ બેદરકાર રહે તો તેમાં શું કરો, એમ મેં તેને પૂછ્યું. તેણે કહ્યું કે મને હજી આવો અસાધારણ છોકરો કે છોકરી

મળ્યાં નથી, અને અસ્વાભાવિક પરિસ્થિતિને લીધે જ આવાં અસ્વાભાવિક છોકરાં પેદા થાય.

ગણિત માટે પૂછ્યું તો તે પણ બાળકો દરરોજના જીવનમાંથી શીખી લે છે. એક નાની છોકરી કોઈને કહ્યા વગર જ, પોતે કેટલી વાર અચૂક 'દોરડું કૂદી' શકે છે, તેની નોંધ રાખતી હતી. બીજી આઠ વરસની છોકરી કહે છે કે, મને મારી બા પાસેથી અગિયાર પેન્સ મળવાના છે, તેમાંથી મારે પાંચ પેન્સનું દેવું છે તે હું આપી દઈશ, અને બાકી રહેલા ૭ પેન્સના અડધા પેન્સના દસ લેખે લખોટા લઈશ, એટલે બધા મળીને ૧૨૦ આવશે. તે આ 'ગણિત' જેટલી ઝડપથી પોતે બોલી શકે છે તેટલી જ ઝડપથી પોતાના મનમાં ગણી કાઢે છે, અને ચોપડીમાંના 'દાખલાઓ' કરતાં તેને મન તે વધારે સત્ય છે. આવા પ્રત્યક્ષ અનુભવો ઉપરાંત બાળકો ઘણી વાર કેવી રીતે 'હિસાબ ગણવા' તે બતાવવાની વિનંતિ કરે છે, અને કાગળ પર થયેલા એવા કેટલાક પ્રયત્નો મેં જોયા, જે દેખાવમાં તદ્દન પુરાણી ઢબના હતા.

તેઓ સમકાલીન ઇતિહાસ એવી રીતે જ શીખી લે છે. અને તેમને બધાને રશિયા અને જાપનાની લડાઈમાં ખૂબ ગંમત પડતી હતી. ઘણી વાર તેઓ એક કે બીજાનો પક્ષ લેતાં અને પક્ષ પાડી લડાઇ જાતે જ લડી લેતાં. તેઓ આવી રીતે પ્રાચીન ઇતિહાસ શીખે એવો જરાયે સંભવ નથી, પણ આપણી શિક્ષિકા હિંમતભેર કહે છે કે શાળામાં આવી ચીજો શીખવવામાં વખત ગાળવો નકામો છે, કારણ કે દરેક જણ એ ભૂલી જાય છે; અને જો કે પ્રથમ દર્શને

આ વિધાન મને બેહૂદું જણાયું તો પણ જેમ હું એનો વધારે વિચાર કરૂં છું તેમ એ વધારે સાચું લાગે છે. કંઇક ગ્રીક અને લેટિન તથા થોડું ગણિત એટલું બાદ કરૂં તો નિશાળમાં ભણેલી ભાગ્યે જ કોઇ વાત મને અત્યારે યાદ છે. વાસ્તવિક રીતે ઇતિહાસ અને ભૂગોળ અને સાહિત્યમાંનું મને જે કંઇ આવડે છે તે બધું હું બીજે શીખ્યો હતો, અને મને લાગે છે કે બધાનો અનુભવ આ જ હશે. જો એમ હોય તો 'ક્રીડાભુવન'નાં બાળકોને બહુ નુકસાન નથી. તેઓ જયાં જાય છે ત્યાંથી પોતાની ભૂગોળ શીખે લે છે, અને પોતાનો ઇતિહાસ તેઓ પોતાનાં નિત્ય વ્યવહારનાં કૃત્યોમાંથી, તેમનાં 'બિલાડીનાં બચ્ચાંઓ અને કુરકુરિયાંમાંથી મેળવે છે.'

આ પતિપત્ની 'અ-પ્રતિકારી' નથી. તેઓ છોકરાંઓને મરજીમાં આવે તેમ પોતાના પર ચઢી બેસવા દેવામાં નથી માનતાં, અને જો તેમના પોતાના હક પર હુમલો પોકારવામાં આવે તો તેઓ તેમને જરૂર જણાય તે દરેક રીતે વચમાં પડે. પણ તેઓ પોતાના હકની મર્યાદા ઘણી ટૂંકી રાખે છે, અને દેખીતી રીતે, તેમના કાનના પડદાઓ પર બધી જાતના અવાજો હુમલો કરે તો તેમને વાંધો નથી. તેમ છતાં, છોકરાંઓને તેઓ ઘણીવાર યાદ દે છે કે કર્કશ અવાજો કરતાં મધુર અવાજો વધારે રમ્ય હોય છે, જોડાને પાયપોસ પર લૂછી નાખવા જોઇએ, અને દરેક વસ્તુ પાછી તેની પોતાની જગ્યાએ મૂકી દેવી એ સારૂં છે.

બાળકો સાથે વર્તવામાં તેઓ હમેશાં યાદ રાખે છે કે આપણે બિનઅનુભવી માણસો જોડે કામ લઇએ છીએ,

અને તેથી તેઓ તેમની સાથે ધીરજથી કામ લે છે, અને જો બની શકે તો તેઓ તેમને અનુભવમાંથી શીખે એવે માર્ગે દોરવાનો પ્રયત્ન કરે છે. તેઓ સાફ સાફ કહે છે કે બળાત્કાર કરવો એ તો છોકરા પર અસર પાડવાની રેઢિયાળમાં રેઢિયાળ પદ્ધતિ છે એવો અમને અનુભવ થયો છે. બળાત્કાર વાપરવાથી બાળકો પર જે સંસ્કાર પડે છે તે હંમેશાં અવળો હોય છે. તેમનામાં એવો ખ્યાલ ભરાય છે કે ન્યાય એ એક મનસ્વી અને આપખુદી ચીજ છે, અને બધાને એક દોરડે હાંકવા અને હકૂમત ચલાવવી એ જ જીવવાનો સાચો માર્ગ છે, અને એ કળામાં જ આપણે પ્રવીણ થવું જોઇએ. એ શેઠ અને ગુલામદુનિયા પેદા કરે છે; સ્વતંત્રતાને લાયક અથવા સ્વતંત્ર માણસો પેદા કરી શકે નહિ. શિક્ષિકાના પતિ કહે છે કે કેદખાનાથી સ્વભાવ કે વાસના બદલાતી નથી; તેઓ ગુન્હો ઓછો કરવામાં કાં તો તદ્દન નિષ્ફળ નીવડે છે, અથવા તો માત્ર કેદીને થકવી નાંખીને અને એને નિર્વીર્ય બનાવીને — હતાશ નામર્દ બનાવીને — તેમ કરે છે.

તેમને 'ક્રીડાભુવન'માં ચોરોની સાથે નહિ જેવો પ્રસંગ પડેલો, અને તેમનું સ્વમાન જાગ્રત કરીને તેમણે તેમને સુધારી નાંખેલા; અને એ જ રીતે જૂઠું બોલનારને પણ તેમણે સત્યવાદી બનાવેલા આ કામ સહેલું ન હતું. ઘણીવાર નિરાશા અને નિષ્ફળતા ચઢી બેસતાં; પણ અંતે તેઓ ફાવ્યાં. આ અનુભવને પરિણામે અહીંના શિક્ષકોની અનુવંશિકતાના સિદ્ધાન્ત પરની શ્રદ્ધા ઉઠી ગઈ. તેઓ માને છે કે યોગ્ય વાતાવરણથી ફાવે તે માણસને સમાજનો સારો સભ્ય બનાવી શકાય છે. મેં તેમને પૂછ્યું 'બધા છોકરાઓ જંગલી

સ્થિતિમાંથી પસાર થાય છે એવું તમે નથી માનતાં?' પણ તેમણે જવાબ આપ્યો કે 'જો તેમ હોય તો તે ઘણું ખરું છોકરાંઓ અમારા હાથમાં આવે છે ત્યાર પહેલાં હોતું હશે, કારણ કે અમારો અનુભવ તો એ છે કે તેઓ હંમેશાં સરખાં સમજુ હોય છે, અને જ્યાં સુધી 'તાલીમ'ના પૂર્વ શાસનની અસર તેમને વળગેલી હોય છે ત્યાં સુધી જ વિવેકહીન અને અડિયલ હોય છે.'

દુનિયા અનિવાર તાલીમથી ભરેલી છે; કૃત્રિમતાથી તેમાં ઉમેરો શા માટે કરવો? તમે જે કરવાને ઇચ્છતા હો તે કરવામાં, કઠણ લાકડું કોતરવામાં, માયિક આકૃતિઓ ચીતરવામાં, ભારે વાક્યો રચવામાં, કષ્ટની તાલીમ — તમારે શું કરવું અને શું ન કરવું તે બાબત તમારા મિત્રો સાથે સામાન્ય સમજૂતી પર આવવાની તાલીમ — માંદગીને અને ચોમાસાની ભેજવાળી હવાને તાબે થવાની કુદરતની તાલીમ હાજર છે. આ તાલીમોમાં ઉમેરવા જેવી કિંમતી તાલીમ માત્ર જાત-તાલીમ છે, આત્મસંયમ છે; અને શિક્ષકરૂપી યંત્રને દાખલ કરવાથી આ તાલીમ દબાઇ જાય છે. શું આપણી પૂરેપૂરી ખાતરી છે કે છોકરાંઓ પાસે બળાત્કારે ત્રાસદાયક કામો કરાવવાથી તેઓ ભાવિ સંકટો સાથે બાથ ભીડવાને વધારે સમર્થ થશે? આ પતિપત્ની વિવેક કે વિનય પણ શીખવતાં નથી, પણ તેઓ દાવો કરે છે કે ઉદ્ધતમાં ઉદ્ધત છોકરાંઓનાં પાસાં પણ કીંડાબુરનના મીઠાશભર્યા ઘર્ષણથી સુંવાળાં બની જાય છે. ગમે તેમ હો પણ, શિક્ષક અને શિષ્ય (જો કે આ શબ્દો અહીં યથાર્થ નથી) વચ્ચે મેં પ્રેમનાં ઘણાં ચિન્હો જોયાં. કેટલાક છોકરાંઓ

એક દિવસ આ શિક્ષિકા તેમને માટે એટલો બધો વખત શા માટે આપે છે તેની ચર્ચા કરતા હતા. 'કદંબાને પગાર મળતો નથી.' એક આઠ વરસના છોકરાએ ( અને હું ધારૂં છું કે એ પહેલાં જેઓમાં ચોરી કરવાની અને જૂઠું બોલવાની વૃત્તિ હતી તેમાંનો એક હતો ) કહ્યું, 'કદંબાને પગાર મળતો નથી. એને પ્રેમ મળે છે.'

ટૂંકમાં, 'ક્રીડાભુવન' એક એવું સ્થાન છે, જ્યાં બાળકનો વિકાસ થઈ શકે અને પોતાની પહોંશથી તે અનુભવ મેળવી શકે, 'જ્યાં તે ફાવે તે કરવાને સ્વતંત્ર છે, અને સાથે સાથે તેનાં પરિણામો ભોગવવાને પણ સ્વતંત્ર છે.' મુખ્ય ઉદ્દેશ તેની સ્વયંપ્રજ્ઞા — આરંભક-શક્તિ — અને સ્વયંવિકાસ ખીલવવાનો છે. આ બંનેનો મામૂલી શાળામાં તો નાશ જ થાય છે. કહેતાં અચંબો થશે પણ સ્વતંત્ર સ્વયંવિકાસને માર્ગે જ એકાગ્રતાના શ્રેષ્ટ ગુણની પણ પ્રાપ્તિ રહેલી છે. ચિત્તની એકાગ્રતા કેળવવાના ઉત્તમ માર્ગ વિષેની હંમેશની આપણી કલ્પના એ હોય છે કે બાળકને તેની પોતાની વિચારસરણીમાંથી બળાત્કારે પાછો ખેંચવો અને તે બીજાની અને સો વસા ન ગમે એવી વિચારસરણીને અનુસરે એવો આગ્રહ રાખવો; અને નવા માર્ગને વળગી રહેવાને જ્યારે તે નાખુશ અને અશક્ત માલમ પડે ત્યારે આપણને આશ્ચર્ય લાગે છે.

એને પોતાનું ચિત્ત અમુક વસ્તુ પર ચોંટાડવાને લલચાવવાનો ઉત્તમ રસ્તો એ જ છે કે એનું મન જ્યાં ઠરવા માગે ત્યાં જ તેને ઠરવા દેવું. અને ત્યાં રહ્યું રહ્યું એને બીજું

પગલું શોધવા દો, કેમ કે આ રીતે જ સ્વતંત્ર અને સ્વાશ્રયી માણસની મુખ્ય શક્તિ જે પ્રતિભા તે ખીલે છે. જાતે કોઈ ચીજ શોધી કાઢવી એ બીજા કોઈ પાસેથી શીખી લેવા કરતાં હજાર દરજ્જે સારું છે. શું આપણે જીવનનો પ્રશ્ન, વિશ્વનો કોયડો, એટલી સારી રીતે ઉકેલ્યો છે કે જેથી આપણે બળાત્કારે આપણો ખુલાસો સંપૂર્ણપણે આપણાં બાળકો પર લાદવાનો આગ્રહ રાખી શકીએ? પ્રશ્નોના જવાબ જાતે શોધી કાઢવાને તેમને કાં ન ઉત્તેજન આપવું? આપણને પૂર્ણ રીતે વિકાસ પામેલાં માણસો અને સ્ત્રીઓ જોઇએ છે, અને પૂર્ણ વિકાસ અનુભવમાંથી આવે છે, માહિતી ગોખી મારવાથી નથી આવતો.

અને માણસ પોતાનો સ્વયંવિકાસ શોધવા લાગે એટલે એને બીજાનો પણ સ્વયંવિકાસનો હક કબૂલ રાખવો પડે છે, એટલે કે ન્યાય અને સમાનતા કેળવવી પડે છે. આ વાત પણ બાળક અનુભવમાંથી જ શીખે. કુદરતની એ શીખવવાની પદ્ધતિની ત્રુટીઓ ભરી કાઢવાનો પ્રયત્ન કરવો એ ઘણું નાજુક કામ છે. જોડા અને આંકણી, નિશાળની ઓરડીનું કેદખાનું, વધારાનું કામ — આ વસ્તુઓને ન્યાયની ખાતર ગમે તેટલી હિમાયત કરો તો પણ આખરે એ કઢંગાં સાધનો છે. યોગ્ય રીતે કેળવાએલું છોકરું નૈસર્ગિક ન્યાયને ખુશીથી કબૂલ રાખશે. 'ક્રીડાભુવન'ના એક છોકરાએ બેદરકારીથી વાડકી ઠોકીને એક પ્લાસ્ટરનું બાવલું ભાંગી નાંખ્યું, અને રોવા લાગ્યો. તત્કાળ તો એ દુઃખી છોકરાને છાનો કરવાનો બનતો પ્રયત્ન કરવામાં આવ્યો પણ થોડાક દિવસ પછી બાઇએ તેને સમજાવ્યું કે બાવલાના પૈસા બેઠા હતા,

કોઈને પણ ખોટ તો વેઠવી જ પડશે, અને એ તેને, છોકરાને માથે પડે એ જ બરોબર છે. અને અમે જોયું કે નુકસાન ભરી આપવા માટે રાજીખુશીથી જે પૈસો તે બચાવતો હતો.

આ પતિપત્નીએ એક વિચિત્ર વાત નિશ્ચિત કરી છે અને તે એ છે કે અસંત એકપક્ષી અને પૂર્વગ્રહથી દુષિત છોકરાંઓમાં જહાલ સુધારકો અને 'સ્વતંત્ર વિચારકો' તથા અરાજકોનાં છોકરાંઓ હોય છે. પોતાને નિરાગ્રહી અને ઉદાર કહેનારા લોકોનો પણ ભારે આગ્રહ હોય છે, અને તે જૂના સાંપ્રદાયિક લોકોના આગ્રહ કરતાં વધારે ખૂંચે છે. કેમકે આ લોકો દાવો કરે છે ઉદારતાનો, પણ હોય છે એટલા જ સંકુચિત. 'સ્વતંત્ર વિચારક' પોતાની પ્રજા પર અત્યંત ચુસ્ત મેથોડિસ્ટો જેટલી જ કઠોરતાથી સ્વવિચારનું ખોયણું ચાંપે છે. 'ક્રીડાભુવન'ની પદ્ધતિ બાળકને ખરેખર છૂટું મૂકવાનો પ્રયત્ન કરે છે, પણ 'સ્વતંત્ર વિચારક' ઘણી વાર પોતાની અમુક તત્ત્વજ્ઞાનની પદ્ધતિ જેમની તેમ ભાવિ પ્રજાને પહોંચાડવાનો આગ્રહ રાખે છે. માણસો લગભગ સરખાં હોય છે. કદાચ એનું કારણ અમુક અંશે એ છે કે તેમને બધાંને એક જ રીતે શિક્ષણ મળેલું હોય છે. જ્યારે 'ક્રીડાભુવનો'નો વધારે પ્રચાર થશે ત્યારે તેમનામાં કદાચ વિવિધતા આવશે.

આ પતિપત્ની માને છે કે પુરુષ કે સ્ત્રી બન્નેમાંથી એક પણ એકલું શિક્ષણ આપવાને લાયક નથી. 'તેમણે પરસ્પરનાં ગુણધર્મો એકત્ર કરી કેળવણી આપવાનું કામ

કરવું જોઇએ જેથી બાળકનો સંપૂર્ણ સ્વભાવ કળી શકાય અને તેને અનુરૂપ થઈ શકાય.' માટે દરેક 'ક્રીડાભુવન'માં બાળ–ઉછેરમાં રસ લેનાર પરસ્પર સંબંધી સ્ત્રીપુરુષો હોવાં જોઇએ. પણ કોઇ કહેશે કે આ સ્થિતિ તો ઘરમાં જ થઇ શકે ત્યારે છોકરાંને ત્યાં જ કેમ ન કેળવવાં? જવાબમાં તેઓ કહે છે કે બાળક પોતે જ ઘરની બહાર જવાની ઉત્સુકતા બતાવે છે; તે મોટા સમાજને માટે તલસે છે. કોઇ પણ નિરીક્ષક જાતે આ સત્ય જોઇ શકે છે.

'ક્રીડાભુવન'નો વિચાર કરવાનું આપણું શું ગજું? મેં એક જાહેર શાળાના આચાર્યને લોકવદન્તીને આધારે જ તેને વખોડતા જોયા છે. તેનું કહેવું હતું કે અમુક વર્ગના છોકરાંઓ તો દયાને વશ થતાં જ નથી. તેઓ મારને જ ગાંઠે છે, બીજા કશાને નથી ગાંઠતા. જ્યારે એક જ માણસને સેંકડો જાત જાતનાં છોકરાંઓનો બંદોબસ્ત કરવાનો હોય ત્યારે આ કહેવું બરાબર હશે. તમે એકલા એક ઘોડાને કેળવી શકો, પણ જો તમારે એટલા જ વખતમાં દસ બાર ઘોડાઓ પળોટવાના હોય ત્યારે તમારે વધારે જલદીથી પરિણામ લાવવાની ખાતર ઓછા સૂંવાળા ઇલાજો યોજવા જ પડે. 'ક્રીડાભુવન' માત્ર એક નાના લત્તાની શાળાને—વિશાળ કુટુંબને—માટે જ છે, અને તેના વ્યવસ્થાપકોમાં એ અખૂટ ધીરજ અને ઉત્સાહ તથા બાળકો માટે પ્રેમની અપેક્ષા રાખે છે. આવા શિક્ષકો દુષ્પ્રાપ્ય હોય છે, અને જેમાં તેઓ પોતાની આસપાસ થોડાં છોકરાંઓ ભેગાં કરી શકે એવા લત્તાઓ ભાગ્યે જ જડી આવે છે. તેમ છતાં આમ તેમ છૂટી

છતાંયે જગ્યાઓમાં આવા અખતરા ઝટ નીકળે એમ હું જરૂર ઇચ્છું ખરો. મને શ્રદ્ધા છે કે કેળવણીનો પ્રશ્ન છોડવવામાં એની સાચી મદદ થશે. જો કે કેળવણીનો છેલ્લો નીવેડો તો આવવાનો જ નથી; કારણ કે જેમ માણસો વધારે જાણશે અને વધારે ઊંડું વિચારશે તથા વધારે પ્રેમાળ થશે તેમ કેળવણીનો સવાલ દર વરસે પોતાનું સ્વરૂપ બદલશે.

# પ્રકરણ ૧૨

## ઘરની કેળવણી

પેલાં અમેરિકન દંપતી બાળકને ઘેર શિક્ષણ આપવાની યોગ્યતા વિષે શંકા ઉઠાવે છે; પણ ટૉલસ્ટૉય જૂદા જ વિચારના જણાય છે. તેઓ પોતાનાં બાળકોને નીતિનું શિક્ષણ કેવી રીતે આપતા તે નીચેની વાત પરથી જણાશે. જ્યારે મેં ૧૮૯૪માં તેમની યાસનાયા પૉલિયાનામાં મુલાકાત લીધી ત્યારે એક સ્વીસ ગૃહશિક્ષિકા તેમના કુટુંબ સાથે રહેતી હતી. તેને કુટુંબનાં બાળકોને કેળવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. મને પૂરી ખાતરી છે કે ટૉલસ્ટૉયને ગૃહશિક્ષિકા રાખવાનું પસંદ નથી. ગૃહશિક્ષિકા એ એક બાહ્ય શોભાની ચીજ છે. તેની અંદર માણસ તરીકેની ખાસ ઝવેરાત હોય તો વાત જૂદી.

મને લાગે છે કે ઘરમાં આવી શિક્ષિકા રાખવામાં ફક્ત પોતાની પત્નીને નારાજ ન કરવાનો જ ટૉલ્સ્ટૉયનો હેતુ હતો. એ યાદ રાખવું જોઈએ કે ટૉલ્સ્ટૉય 'અ-પ્રતિકારી' (નિરાગ્રહી) છે અને તેથી જ્યારે તેમની સ્ત્રી અમુક ચીજ અમુક રીતે થવી જોઈએ એવું ખાસ ઇચ્છે છે, ત્યારે તેમના સિદ્ધાન્ત પ્રમાણે તેઓ હંમેશાં નમતું જ આપે છે.

(દરેક જગ્યાએ, ખાસ લગ્નોમાં, લગ્નમાં જોડાનાર વ્યક્તિઓમાંથી એક જણ 'અ-પ્રતિકારી' હોવું જોઈએ એવી શરત રાખીએ તો કેવું મજાનું થાય? અને આ ભાગ તો હંમેશાં પતિને જ ભજવવાનો રહેવાનો. પણ આ વિષયાંતર થયું.)

મુદ્દાની વાત એ છે કે ઘરમાં ગૃહશિક્ષિકા હતી. તે જીનીવાની રહીશ એક ચુસ્ત કાલ્વીનિસ્ટ પંથની હતી, અને નાના ટૉલ્સ્ટૉયો પર, રખેને તેઓ તેમના બાપના નાસ્તિક માર્ગોનું અનુસરણ કરે એ બીકથી, રાત અને દિવસ જાપતો રાખતી હતી. કાઉન્ટને તે બરાબર સમજી શકતી નહોતી. મારી આગળ તેણે કબૂલ કર્યું કે ટૉલ્સ્ટૉય છે તો સાધુ પુરુષ; તેમણે સુંદર પરિણામો નિપજાવ્યાં હતાં તેની તે ના ન પાડી શકી; પણ કાંટાનું ઝાડ અંજીર પેદા કરી શકે? સ્થાપિત ધર્મસિદ્ધાન્તથી ટૉલ્સ્ટૉય તદ્દન વેગળા રહે છે તે ઉપરથી સ્પષ્ટ થતું જ હતું કે હૃદયમાં ટૉલ્સ્ટૉય કાંટાનું ઝાડ જ છે.

તેણે કહ્યું કે તમારા આવતાં પહેલાં માત્ર બે કે ત્રણ દિવસ આગમચ નાની સાશા, કાઉન્ટની દસ વરસની મજબૂત, સુંદર છોકરી, ઘરની સામે ગામના એક ખેડુતના

છોકરા સાથે રમતી હતી. છોકરાંઓ લડે છે તેમ તેઓ લઢયાં, અને પેલા છોકરાએ ક્રોધાવેશમાં એક લાકડી લઇ સાશાના હાથ પર પ્રહાર કર્યો. ફટકો સખત હતો, અને છોકરી રડતી રડતી, કુણીની નીચે કાળું, ભુરૂં, વિરૂપ ચાઠું બતાવતી ઘરમાં દોડતી આવી. તેણે તેના બાપનાં પુસ્તકો જરૂર નહોતાં વાંચ્યાં, કારણકે તે એકદમ તેની આગળ દોડી ગઇ અને ડુસકાં દેતી, બહાર આવી મારનારને શિક્ષા કરવાની હઠ લઇ બેઠી. પેલી શિક્ષિકાને કાઉન્ટ પોતાના સિદ્ધાન્તો પોતાના ઘરમાં કેવી રીતે લાગુ કરે છે તે જોવાની અહીંઆં તક મળી, અને તે ધ્યાન દઈ સાંભળવા લાગી.

ટૉલસ્ટૉયે છોકરીને ધીમેથી ખોળામાં લીધી, તેનાં આંસુ લૂછી નાંખ્યાં અને સોળ તપાસ્યો. આપણે તેમની વાતચીત સાંભળી શકીએ તેના કરતાં તેઓ ઘણાં દૂર છે, પણ શિક્ષા વિષેનાં તેમનાં લખાણોના વલણ ઉપરથી આપણે એમની વાતચીત સહેલાઇથી ઉભી કરી શકીશું.

"કેમ, સાશા" બાપે કહ્યું, "પેલા છોકરાને ફટકારવાથી મને શો લાભ થાય? એથી તારા હાથનું કળતર જરા પણ ઓછું નહિ થાય."

"ના, થશે. ખૂ-હૂ-હૂ. એ તોફાની, ખરાબ છોકરો છે, અને તમારે એને ફટકારવો જ જોઇએ! ખૂ-હૂ—"

"સાશા, હવે થોડીવાર વિચાર કર. એણે તને કેમ મારી? એ તારા પર ગુસ્સે થયો હતો તેથી, કેમ નહિ? એટલે કે, એ તને ધિક્કારતો હતો તેથી. હવે જો હું એને ફટકારૂં તો એ તને વધારે નહિ ધિક્કારે? અને મને પણ નહિ ધિક્કારે? મને લાગે છે કે એને બદલે એ આપણા

પર પ્રેમ કરે એવું કરવું એ જ ઉત્તમ રસ્તો છે, અને ત્યારે એ ફરીથી કદિ તને નહિ મારે. પણ જો આપણે એ આપણને ધિક્કારે એવું કરીએ, તો એ આખી જીંદગી સુધી લોકોને ધિક્કાર્યા જ કરે."

આટલા વખતમાં સાશા રડતી બંધ રહી હતી, કારણકે તેનો હાથ પીડા કરતો નહોતો, અને પરિણામે તેની વેર લેવાની ઇચ્છા મંદ પડી હતી.

"જો હું તારી જગ્યાએ હોઉં, તો હું શું કરૂં તે તને કહું ?" કાઉન્ટે આગળ ચલાવ્યું. "તું જાણે છે કે કબાટમાં કાલે વાળુ કર્યા પછી વધેલો થોડો મુરબ્બો પડ્યો છે. જો હું તારી જગ્યાએ હોઉં તો થોડો રકાબીમાં લઉં અને તારા નાના મિત્રને આપી આવું."

આવી શિખામણથી સાશા ચોંકી જ ગઈ હશે; છતાં તેણે તે માની ખરી. શાથી માની હશે? કદાચ તેની પોતાના પિતાને ખુશ કરવાની ઇચ્છા હશે કેમકે તેમને તે સ્નેહથી ચહાતી હતી — કદાચ તેને પેલો છોકરો શું કરે છે તે જોવાની ઉત્કંઠા હશે, અને કદાચ એ સૂચનાની વિચિત્રતાને લીધે જ તેણે તે ઉપાડી હશે. કારણ ગમે તે હોય, પણ તે રસોડામાં ગઇ, અને જેણે તેને જતી જોઇ તે શિક્ષિકા વાત કહેવાને જીવતી છે. તેણે મુરબ્બો લીધો અને શત્રુને આપી આવી.

અહીં વાર્તા બહુ જ ટૂંકી થઇ જાય છે, કેમકે હું એટલું જ જાણું છું કે તે છોકરાએ મુરબ્બો લઇને ખાધો.

વરસો વીતી ગયાં છે, અને તે છોકરાએ કદાચ પોતાની દાદીમાને ઝેર પણ દીધું હોય અને તે દિવસ પછી ઇશ્વરની

દસ આજ્ઞાઓમાંના બધાયે ગુન્હાઓ કર્યા હોય. દંડમીમાંસાનો આ સાહસિક અખતરો તદ્દન નિષ્ફળ પણ નીવડ્યો હોય. પણ મેં ઘણીવાર આ વાતનો, એના ખંડિત સ્વરૂપમાં પણ પ્રેમથી વિચાર કર્યો છે. મને એ વાત પ્રખ્યાત શિલ્પકાર મિલોએ બનાવેલા વીનસ દેવીના ખંડિત થએલા પુતળા જેટલી જ સુંદર લાગે છે, અને મારી કલ્પના ખોખું પૂરું કરી લે તેથી મને સંતોષ છે. સજામાં માર ખાઇને સુધરવા કરતાં મુરબ્બો ખાઇને છોકરો સુધરવાનો સંભવ જરૂર વધારે છે એમાં મને શક નથી.

દ્વેષને નિર્મૂળ કરવો એ સુધારાનું ઊંચામાં ઊંચું ધ્યેય છે, આ ઉદ્દેશ સફળ કરવાના રામબાણ ઉપાયો તો ક્ષમા અને પ્રેમ છે એમાં શું શક છે? કોઇ પણ જાતના અપમાન અથવા આઘાતથી ઘટે નહિ એવો અખૂટ પ્રેમનો તે મુરબ્બો સાક્ષી હતો. ભલમનસાઇ અને દયાભાવના આવા ધોધભેર વહેતા જતા પ્રવાહની આગળ પેલા છોકરાનો પોતાનો ક્રોધ અને દ્વેષ કેટલાં હીન અને ક્ષુદ્ર લાગ્યાં હશે !

ક્ષણવાર તમારી જાતને તેની જગ્યાએ મૂકો. તે હજી બારણા આગળ રખડે છે, પણ બારણાની છેક પાસે નથી. થોડી વાર પછી તે બારણું ઉઘડતું જુએ છે, અને ક્રોધે ભરાએલો બાપ લકડી લઇ આવી પહોંચશે એમ ધારી મૂઠીઓ વાળી નાસી જવાની તૈયારી કરે છે. પણ અરે શું ! આ તો આંસુડામાંથી હાસ્ય વરસતી, દુનિયાની બધી ચીજોમાંથી બીજી કોઈ નહિ ને મુરબ્બાની જ રકાબી લઇને આવતી, એની થોડી વાર પહેલાંની ગોહિયણ છે ! લલચાવનારી મિઠાઇને તિરસ્કારથી લાત મારવા સુધી પોતાની જાતને

કઠોર બનાવવાનો તેણે કેવો પ્રયત્ન કર્યો હશે! પણ પ્રલોભન બહુ મોટું હતું. બહેનનાં નાનાં છોકરાંઓને મુરબ્બો કંઈ રોજ રોજ નથી મળતો તેથી અભિમાન અને લોભ કોરે મૂકી તે પાસે આવે છે.

લોભી હાથે તે રકાબી ઝટ લે છે અને કશું બોલ્યા ચાલ્યા વગર અને નજર જમીન તરફ રાખીને તેમાંની ચીજ સાફ કરી જાય છે. પછીથી નજર ચૂકવીને તે ટેકરી નીચે દોડી જાય છે, અને મનુષ્યજાતિએ જો હદ ઉપરાંત બેહૂદા ઢંગથી પોતાનું લાંગૂલ ઘસી નાંખ્યું ન હોત, તો તે એ ઉપયોગી અને મહત્વના અંગને સારી રીતે પગ વચ્ચે ઘાલીને નાઠો ગયો હોત. જો તેને ફટકારવામાં આવ્યો હોત તો તે ટૉલસ્ટૉયના આખા કુટુંબને, અને સાથે આખી દુનિયાને ગાળો દેતો દેતો ટેકરી નીચે થઈને ગામમાં ચાલ્યો ગયો હોત. પણ હવે તો તે મૂંઝવણમાં પડ્યો છે, જાત જાતના વિચારો તેના મનમાં આવે છે; પણ મુખ્ય વિચાર તો એ જ કે સાચે જ હું નઠારો છોકરો છું, અને મૂરખ તો ખરો જ. માયાળુ અને ક્ષમાવાન લોકો મારા કરતાં કેટલા સારા છે. જો તે છોકરામાં ભલાઈનું જરા સરખું પણ બીજ હોય અને એવું બીજ તો બધા છોકરાંઓમાં હોય છે — તો મુરબ્બાથી એ બીજ જરૂર અંકુરિત થયું હશે.

હું જાણું છું કે દરેક જણ કંઈ આ મારું અનુમાન કબૂલ નહિ રાખે. મેં એક વાર લોકો આગળ ન્યુ જર્સીમાં આ વાત કહી સંભળાવી હતી. જર્સીમાં કેટલાક વિચિત્ર લોકો છે, અને તેમાંનો એક એ પ્રસંગે હાજર હતો. વ્યાખ્યાન પૂરું કર્યા પછી વ્યાખ્યાતાને પ્રશ્ન પૂછવાની

અસભ્ય અને મૂંઝવનારી પદ્ધતિનો તેણે લાભ લીધો. વ્યાખ્યાતાએ લાંબી વાર સુધી બેસાડયાનું વેર લેવાનો આ સરસ ઉપાય હોય છે. પ્રશ્ન પૂછનાર એક ધોળી દાઢીવાળો ભલો દેખાતો એક વૃદ્ધ ડોસો હતો. સભાગૃહને પેલે છેડેથી ઉઠીને એ બોલ્યોઃ

"એ છોકરો શું કરશે તે કહું ?"

"શું કરશે ?" મેં પૂછ્યું.

"બીજે દિવસે તે ઘેર પાછો આવશે અને છોકરીને બીજા હાથ પર પ્રહાર કરશે."

તે વૃદ્ધ ગૃહસ્થ સાચે જ એમ માનતો હશે કે કેમ તે હું જાણુતો નથી. પણ અહીં આપણી આગળ બે વિરુદ્ધ સિદ્ધાન્તો છે — ન્યૂ જર્સેના વૃદ્ધ ડોસાનો અને રૂશિયાના વૃદ્ધ પુરુષનો; અને આ બે છેડા વચ્ચે માનવી આચરણનું આખું વાદગ્રસ્ત ક્ષેત્ર પડેલું છે. બેમાંથી મનુષ્યસ્વભાવનો વધારે ઊંડો અભ્યાસ કોણે કર્યો હતો, અને મુરબ્બો કે લાકડી, ક્ષમા કે શિક્ષા, વેર કે પ્રેમ — બેમાંથી વધારે સારો સુધારક કોણ છે ? ખરેખર એ નાનકડા બનાવમાં સૌંદર્યનું બીજ છે, અને સત્ય વગર સૌંદર્ય હોઈ શકે ખરૂં ? અને જો રશિયન દૃષ્ટિબિંદુમાં સત્ય હોય, તો શું તે એવું સત્ય નથી કે જે આપણાં હંમેશનાં જીવનમાં (અને જીવન વિકસાવનાર સંસ્થાઓમાં) વધારે વ્યાપક કરી શકાય ? શિક્ષકો આનો વિચાર કરે.

મારે, આ વાતને ટેકો આપનાર એક બીજો બનાવ

ટાંકવો જોઇએ, જે મારા એક મિત્રે મુરબ્બાની વાત વાંચીને ઇલિનોઇસમાંથી લખી મોકલી હતી.

તે લખે છે, "મને મારા દીકરા હાવર્ડનો થોડો અનુભવ તમને લખી મોકલવાનું મન થાય છે. એની ઉંમર સાત વરસની છે. કોઇ જાતની લઢવાડો એણે કરી હોય એવું મારી જાણમાં નથી, અને મને લાગે છે કે એનો સ્વભાવ અત્યંત માયાળુ અને સૌમ્ય છે. પણ ગયા ઉનાળામાં એક દિવસ નિશાળમાંથી એ અતિશય ગભરાએલો ઘેર આવ્યો. તરતમાં જ એક કુટુંબ બીજી પોળમાંથી આ પોળમાં રહેવા આવ્યું હતું, તેમાંથી એક છોકરાએ (લગભગ હાવર્ડની ઉંમરના) નિશાળેથી ઘેર જતાં, તોફાનથી પથરા ફેંકતાં એને પથ્થર માર્યો. અમારા ઘરવાળાની છોકરી હાવર્ડ કરતાં ચાર વરસે મોટી છે તેણે કહ્યું, 'હા, હાવર્ડની વાત સાચી છે.' તેને મારનાર ઉપર ક્રોધ ચઢ્યો હતો. 'એ છોકરો તો સાવ ગુંડ છે' એમ કહી તેણે સૂચવ્યું કે આવતી કાલથી મારે તેને મારી સાથે નિશાળે લઇ જવો પણ મને લાગ્યું કે ભગવાન ઇશુની શિખામણ અમલમાં મૂકવાનો આ સુંદર પ્રસંગ છે. તમારા ટૉલસ્ટૉયવાળા કિસ્સામાં ટૉલસ્ટૉયના ઉપદેશની તમે જે કલ્પના કરી છે તે જ ઢબનો ઉપદેશ મેં મારા દીકરાને કર્યો અને સૂચવ્યું કે પેલા પથ્થર મારનારને આપણે ત્યાં હમણાં જ આવેલાં પેલાં સુંદર ફળમાંથી એકાદ આપી આવ. મારૂં કામ, બોલવાનું — આ સૂચના કરવાનું — સહેલું હતું, પણ ધન્ય છે છોકરાને કે એ કરવાનું દૈવી કામ કરવાને તે તૈયાર થયો! તેણે સરસમાં સરસ ફળ શોધી કાઢ્યું અને ચાલતો થયો. મેં પડદા પાછળથી તેને

અસભ્ય અને મૂંઝવનારી પદ્ધતિનો તેણે લાભ લીધો. વ્યાખ્યાતાએ લાંબી વાર સુધી બેસાડયાનું વેર લેવાનો આ સરસ ઉપાય હોય છે. પ્રશ્ન પૂછનાર એક ધોળી દાઢીવાળો ભલો દેખાતો એક વૃદ્ધ ડોસો હતો. સભાગૃહને પેલે છેડેથી ઉઠીને એ બોલ્યોઃ

"એ છોકરો શું કરશે તે કહું ?"

"શું કરશે ?" મેં પૂછ્યું.

"બીજે દિવસે તે ઘેર પાછો આવશે અને છોકરીને બીજા હાથ પર પ્રહાર કરશે."

તે વૃદ્ધ ગૃહસ્થ સાચે જ એમ માનતો હશે કે કેમ તે હું જાણતો નથી. પણ અહીં આપણી આગળ બે વિરુદ્ધ સિદ્ધાન્તો છે — ન્યૂ જર્સીના વૃદ્ધ ડોસાનો અને રૂશિયાના વૃદ્ધ પુરુષનો; અને આ બે છેડા વચ્ચે માનવી આચરણનું આખું વાદગ્રસ્ત ક્ષેત્ર પડેલું છે. બેમાંથી મનુષ્યસ્વભાવનો વધારે ઊંડો અભ્યાસ કોણે કર્યો હતો, અને મુરબ્બો કે લાકડી, ક્ષમા કે શિક્ષા, વેર કે પ્રેમ — બેમાંથી વધારે સારો સુધારક કોણ છે? ખરેખર એ નાનકડા બનાવમાં સૌંદર્યનું બીજ છે, અને સત્ય વગર સૌંદર્ય હોઈ શકે ખરું ? અને જો રશિયન દષ્ટિબિંદુમાં સત્ય હોય, તો શું તે એવું સત્ય નથી કે જે આપણાં હંમેશનાં જીવનમાં (અને જીવન વિકસાવનાર સંસ્થાઓમાં) વધારે વ્યાપક કરી શકાય ? શિક્ષકો આનો વિચાર કરે.

મારે, આ વાતને ટેકો આપનાર એક બીજો બનાવ

ટાંકવો જોઈએ, જે મારા એક મિત્ર મુરબ્બાની વાત વાંચીને ઈલિનોઈસમાંથી લખી મોકલી હતી.

તે લખે છે, "મને મારા દીકરા હાવર્ડનો થોડો અનુભવ તમને લખી મોકલવાનું મન થાય છે. એની ઉંમર સાત વરસની છે. કોઈ જાતની લડવાડ એણે કરી હોય એવું મારી જાણમાં નથી, અને મને લાગે છે કે એનો સ્વભાવ અત્યંત માયાળુ અને સૌમ્ય છે. પણ ગયા ઉનાળામાં એક દિવસ નિશાળમાંથી એ અતિશય ગભરાયેલો ઘેર આવ્યો. તરતમાં જ એક કુટુંબ બીજી પોળમાંથી આ પોળમાં રહેવા આવ્યું હતું. તેમાંથી એક છોકરાએ (લગભગ હાવર્ડની ઉંમરના) નિશાળેથી ઘેર જતાં, તોફાનથી પથરા ફેંકતાં એને પથ્થર માર્યો. અમારા ઘરવાળાની છોકરી હાવર્ડ કરતાં ચાર વરસે મોટી છે તેણે કહ્યું, 'હા, હાવર્ડની વાત સાચી છે.' તેને મારનાર ઉપર ક્રોધ ચડ્યો હતો. 'એ છોકરો તો સાવ ગુંડ છે' એમ કહી તેણે સૂચવ્યું કે આવતી કાલથી મારે તેને મારી સાથે નિશાળે લઈ જવો પણ મને લાગ્યું કે ભગવાન ઈશુની શિખામણ અમલમાં મૂકવાનો આ સુંદર પ્રસંગ છે. તમારા ટૉલસ્ટૉયવાળા કિસ્સામાં ટૉલસ્ટૉયના ઉપદેશની તમે જે કલ્પના કરી છે તે જ ઢબનો ઉપદેશ મેં મારા દીકરાને કર્યો અને સૂચવ્યું કે પેલા પથ્થર મારનારને આપણે ત્યાં હમણાં જ આવેલાં પેલાં સુંદર ફળમાંથી એકાદ આપી આવ. મારું કામ, બોલવાનું — આ સૂચના કરવાનું — સહેલું હતું, પણ ધન્ય છે છોકરાને કે એ કરવાનું દૈવી કામ કરવાને તે તૈયાર થયો! તેણે સરસમાં સરસ ફળ શોધી કાઢ્યું અને ચાલતો થયો. મેં પડદા પાછળથી તેને

ડર કે આનાકાની વગર પોળની પાર 'બગીચામાં પોતાના શત્રુ પાસે સીધો જતો જોયો. ફળ સ્વીકારાયું. કહેવાનો ભાવાર્થ કે શત્રુ આમ થોડી કિંમતે હણાયો, અને મારા છોકરાના મનમાં પ્રેમની શક્તિઓ અને ઉપયોગ વિષે ચિરસ્થાયી ઘડો રહ્યો. એને હવે શત્રુઓ નથી અને સંરક્ષણની જરૂર નથી.''

# પ્રકરણ ૧૩

## દંડમીમાંસા

ગયા પ્રકરણમાં બાળકોના નૈતિક શિક્ષણની ચર્ચા કરતાં સ્વાભાવિક રીતે મારાથી 'દંડમીમાંસા' શબ્દ વપરાઇ ગયો, અને પહેલાં એક કે બે વખત રૂપક અથવા દૃષ્ટાંતથી કેળવણીના શાસ્ત્ર અને સજાના શાસ્ત્ર વચ્ચેનો નિકટ સંબંધ આપણે જોઈ શક્યા છીએ. નાદાન છોકરાંઓનું શું કરવું એ સવાલ લગભગ નાદાન માણસોનું શું કરવું, એ પ્રશ્નના જેવો જ છે. તેથી એ પ્રશ્નને થોડાંક પાનાં આપવાં એ તદ્દન વિષયાન્તર નથી.

એક માણસ બીજા માણસને કોઇ પણ જાતની શિક્ષા કરે અને તેના પર બળ વાપરે, તેની ટૉલસ્ટૉય તદ્દન વિરુદ્ધ છે, અને કેદખાનાંને સાવ કાઢી નાખવાના હિમાયતી છે. આ અભિપ્રાય અત્યંત જહાલ સુધારકના જેવો દેખાય છે, પણ આશ્ચર્યની વાત છે કે કેદના અત્યંત બાહોશ અભ્યાસીઓ પણ લગભગ એટલી જ હદ સુધી જાય છે. મિ. શાર્લટન, જે છેલ્લાં વીસ વરસ સુધી યુનાઇટેડ સ્ટેટસના

રાષ્ટ્રીય કારા–મંડળનો પ્રમુખ હતો, તેણે ૧૯૦૩માં લૉવિઝવિલમાં ભરાએલી રાષ્ટ્રીય કારા–પરિષદ આગળ ભાષણ આપતાં કહ્યું હતું કે "દરેક જગ્યાએ આપણાં સ્થાનિક કારાગૃહો ગુન્હાની શાળાઓ અને વિદ્યાલયો છે. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરતાં, આ કામ ચાલુ રાખવા કરતાં જો દરેક કેદખાનાનો નાશ કરવામાં આવે તો દુનિયાને વધારે ફાયદો થાય. અનુભવ બતાવે છે કે નાના ગુન્હેગારોને થોડી મુદત માટે કેદમાં નાંખવાની પદ્ધતિ એ ગુન્હેગારો પેદા કરવાનું એક વિરાટ કારખાનું માત્ર છે... સ્વતંત્રતા, એ જ માણસની સ્વાભાવિક સ્થિતિ છે નહિ કે કેદ અને માણસને સુધારવાના બધા પ્રકારો સ્વતંત્રતાના વાતાવરણમાં જ પૂરી અસર પાડી શકે છે."

પહેલાંની એક કારા–પરિષદના ભાષણમાં (હાર્ટફૉર્ડ, સપ્ટેમ્બર ૨૫, ૧૮૯૯. યેલ લૉ જર્નલના ૧૮૯૯ના અક્ટોબરના અંકમાં પ્રસિદ્ધ થએલું) એ જ મહાપુરુષ કહે છે: "કારાગૃહનું જીવન સારામાં સારૂં હોય તો પણ અસ્વાભાવિક છે. માણસ સામાજિક પ્રાણી છે. કેદથી પોતાના પ્રતિષ્ઠા અને જવાબદારીનું એનું ભાન ઘટી જાય છે, પોતાની જાતિ પ્રત્યેના સંબંધોમાં એ જે ભાવનાઓથી પ્રેરાય છે તે શિથિલ થાય છે, ચારિત્રનો પાયો ડગમગી જાય છે અને માણસ સ્વતંત્ર જીવન માટે નાલાયક બને છે. માણસને કેદમાં નાંખવો એટલે સામાન્ય રીતે એને ગુન્હેગારના વર્ગમાં દાખલ કરવા બરાબર છે. "......મારાથી જેટલી ગંભીરતાથી અને જેટલો ભાર મૂકીને કહી શકાય તેટલી ગંભીરતાથી અને તેટલો ભાર મૂકીને હું કહું છું કે વીસ વરસ સુધી આપણી

કેદખાનાની વસ્તીનો સતત અભ્યાસ કર્યા પછી મારી અંતરની ખાતરી થઈ છે કે એમનામાંના નવ દશાંશ કરતાં વધારે લોકો કદિ પણ કેદમાં પૂરાવા નહોતા જોઈતા.

મિ. લેવિસનો ખાસ આગ્રહ છે કે સજા હમેશાં અનિશ્ચિત મુદતવાળી હોય; અને જેમના છૂટા રહેવાથી સમાજને જોખમ નથી એવાઓને કેદખાનામાંથી છોડી દઈ યોગ્ય દેખરેખ તળે રાખવા જોઈએ. "અત્યંત દુષ્ટતાની બાબતો બાદ કરતાં બીજી બાબતોમાં — ઉચ્છૃંખલ જીવનની શરૂઆત કરનાર જુવાનિયાની બાબતમાં — જે કરવાની જરૂર છે તે એ છે કે તેની અંદર રહેલી સામાજિક ભાવનાઓ જાગ્રત કરવી અને દૃઢ કરવી — દીર્ઘદૃષ્ટિ રાખવાની ટેવ, જવાબદારીનું ભાન, પોતાની ઇજ્જત આબરૂની લાગણી, ભૂતદયા વગેરે ને હમેશાં આચરણમાં મૂકવાની પ્રેરણા કરવી. આ કામ પ્રજાના સામાજિક જીવનમાં જ બરાબર રીતે થઈ શકે."

૧૯૦૩ના નવેમ્બરમાં બફેલો શહેરમાં ધર્માદા ખાતાની ચોથી સરકારી પરિષદ ભરાઈ હતી તેની આગળ એક નિવેદન ગુન્હા અટકાવનાર સમાજસેવકોની સમિતિએ કર્યું હતું. આ નિવેદનમાં પણ મિ. લેવિસ જેટલી જ કેદખાનાંની પ્રથા વખોડી કાઢેલી છે.

આ કમિટિના પ્રમુખ મિ. ફેલ્પ્સ સ્ટોકસે લૉઇઝવિલીની કારા-પરિષદમાં પણ ભાગ લીધો હતો. આ કમિટિ નીચે પ્રમાણે કહે છે: "રાષ્ટ્રીય કારા-મંડળની થોડા વખત પર લૉઇઝવિલી, કેન્ટુકીમાં ભરાએલી બત્રીસમી વાર્ષિક પરિષદમાં યુનાઇટેડ સ્ટેટ્સ અને કૅનેડાની શિક્ષાસંસ્થાઓના પ્રતિનિધિ તરીકે સૌ કરતાં વધારે કેદના અધિકારીઓ, અને એટલા જ

શિક્ષાશાસ્ત્રીઓ અને ગુન્હાશાસ્ત્રીઓ અને સામાજિક હીલચાલના અભ્યાસીઓ હાજર હતા. પરિષદની બેઠક પાંચ દિવસ સુધી ચાલી, અને પરિષદનાં સંપૂર્ણ કામકાજ દરમિયાન કેદખાનાં જાતે જ ગુન્હાનાં મુખ્ય ઉત્પાદક છે, અને તેઓ બહુધા સુધારણા કરતાં કેટલોયે વધારે ગુન્હો પેદા કરે છે, એવા ઘણા વક્તાઓએ ઉચ્ચારેલા અભિપ્રાય સામે એક પણ વિરૂદ્ધ અવાજ નહોતો સંભળાયો. તેઓમાંના કેટલાક બાહોશ અને અનુભવી સભાસદો કહે છે અને પોતાના કહેવાના સમર્થનમાં મજબૂત પૂરાવો અને દલીલો રજૂ કરે છે, કે આપણાં ઘણાં ખરાં કેદખાનાંની ગુન્હેગારો અને સમાજ પર સરવાળે જે અસર થાય છે તે નુકસાનકારક છે; શુભ તો નથી જ."

જેઓ કેદખાનાંની વ્યવસ્થા રાખે છે અને તેમને વિષે સૌથી વધારે જાણે છે તેઓ જ્યારે તે વિષે આવું વિધાન કરે ત્યારે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠે છેઃ ત્યારે કેદખાનાને નાબૂદ કેમ નથી કરતા? પણ ટૉલસ્ટૉય એટલી હદ સુધી નથી જતા. તેઓ કેદખાનાંને નાબૂદ કરવાનું નથી કહેતા. તેમના કહેવાનો સાર આ પ્રમાણેઃ "હું મારા માનવી ભાઇ પર કોઇ પણ જાતની જબરજસ્તી વાપરવામાં નથી માનતો, અને તેથી પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે શિક્ષા કરવાનું કે કેદમાં નાંખવાનું માથે નથી લઈ શકતો. 'જે નિષ્પાપ હોય તે જ ગુન્હેગારને સંગસાર કરવાની શરૂઆત કરે — પહેલો પથરો ફેંકે.' ઇનસાફ કરનાર હું કોણ? લોકો ધીમે ધીમે જેમ મારા વિચારના થતા જશે તેમ તેમ ફાંસી દેનારાઓની અને જેલના અધિકારી અને દારોગાઓનું કામ કરવાને ખુશી

હોય તેવા લોકોની સંખ્યા ઘટતી જશે, અને આખરે આવા ધંધાઓ નાબૂત થશે."

છૂટા છવાયા પૂરાવાઓ મળી આવે છે કે આ ફેરફાર કરનાર શક્તિ સમાજમાં કામ કરી રહી છે; આ ખમીર સમાજમાં પ્રસરવા લાગ્યું છે. શિરચ્છેદ કરનાર ચંડાળ પોતાની શરમની લાગણી બુરખો ઓઢીને બતાવે છે. ફાંસી દેનારનું કામ હંમેશાં નિંદ્ય ગણાતું આવ્યું છે, અને 'વિદ્યુદ્દેત્તાનું વીજળીથી મારી નાખવાનું કામ' પણ એવું નિંદ્ય કેમ ગણાવું જોઈએ તેનું કારણ હું નથી જોતો. કેટલાંક વરસ પહેલાં કૅનેડાના એક શહેરમાં એક જણને ફાંસી દેવામાં આવ્યો હતો. તેમને ફાંસીનો માંચડો ઉભો કરવાને પડોશમાં કોઇ સુતાર ન મળી શક્યો. છેવટે ખૂબ દૂરના એક શહેરમાંથી એ કામ માથે લઈ શકે એટલો જંગલી કારીગર ખાસ આણવો પડ્યો. સૈનિકોમાં પણ એકાદ માણસને દેહાંત સજા કરવી હોય છે ત્યારે તેને ગોળીઓથી વીંધી નાંખનાર ટુકડીના હાથમાં બંદુકો દે છે તેમાંની એક બંદુકમાં ખાલી બાર રાખે છે કે જેથી દરેક સૈનિકના મનમાં કંઈક આશા રહે છે કે પોતાના હાથમાં ખાલી બારવાળી બંદુક આવી હશે; અને આ રીતે પોતે વધના પાપનો ભાગીદાર નહિ થયો હોય.

મોપાંસા પોતાની 'સુર લ વા' નામની ચોપડીમાં જેને મૉનેકોમાં દેહાંત શાસનની સજા થયેલી એવા એક ખુનીની મજાની વાત કહે છે. આખા મૉનેકો રાજ્યમાં એનો શિરચ્છેદ કરવા કોઈ માણસ મળે નહિ; અને ફ્રેન્ચ સરકારે આ મિત્રકાર્ય માટે અતિશય કિંમત માગી. તેથી શિક્ષા ઘટાડીને જન્મકેદની

કરવામાં આવી, પણ થોડા વખત પછી આ પણ એ નાનકડા દેશ પર ભારે ખરચનો બોજો છે એમ લાગ્યું અને તેમણે કેદીને નાસી જવાની વિનંતિ કરી. પણ પેલો ભાઈ કબૂલ કરે જ શાનો! છેવટે વાર્તામાં કહ્યું છે કે તેમણે તેને બેઠાં પગાર આપવાનું કબૂલ કર્યું અને તેને દેશની સરહદ બહાર નિવાસ કરવા સમજાવવામાં આવ્યો. મોપાંસા આને ઐતિહાસિક બીના તરીકે ગણાવે છે, પણ એનાં વર્ણનમાં સત્ય કેટલું છે અને કળા કેટલી છે તે હું નથી જાણતો.

ન્યુ જર્સેના કૅમ્ડનના શેરીફ માઇન્સની ( ૧૯૦૩માં એ મરણ પામ્યો) વાત પણ અહીં ટાંકવા જેવી છે. અખબારોમાં આવ્યું હતું કે તેના મરણનું તાત્કાળિક કારણ તો એક ગુન્હેગારને તેના દેખતાં દેહાંત શાસન આપવામાં આવ્યું હતું એ છે. તેને એ બનાવની પહેલેથી દહેશત હતી, પણ જેમ તેમ કરીને પ્રસંગ પાર પાડવા માટે તેણે હિંમત બાંધી. તેમ છતાં જ્યારે તે પૂરૂં થયું ત્યારે તેની તંદુરસ્તી લથડી ગઈ, અને તે લેવાવા લાગ્યો. વધસ્થાનના દેખાવો પોતાના મગજમાંથી તે દૂર ન કરી શકયો, અને તેમણે તેને તાવી નાંખ્યો. છેવટે પોતાની કચેરીમાં તેના બંધ છૂટી ગયા. તેને ઉપાડીને ઘેર લઇ જવો પડયો અને થોડાં અઠવાડિયાં પથારીમાં સડયા પછી એ મરણ પામ્યો. ડાક્તરોએ મોતનું કારણ ‘ કલેશથી થએલો સખત અપચો ’ છે, એમ કહ્યું; પણ વધારે ઊંડી ચિકિત્સા તેના મરણનું કારણ ‘ પોતાની ઉચ્ચ સંસ્કૃતિને લીધે તે પોતાને આજુબાજુના વાતાવરણને અનુકૂળ ન બનાવી શકયો, તે ’ છે એમ જ કહેશે. જો મિ. માઇન્સને પોતાનાં કૃત્યનાં પરિણામની પહેલેથી ખબર

પડી હોત તો તેણે શિક્ષાનો અમલ કરવાના દિવસ પહેલાં જ પોતાની જગ્યાનું રાજીનામું આપી દીધું હોત, અને જ્યારે આવી ખાલી પડેલી જગ્યા પૂરવાને માટે કોઇ પણ માણસ ન મળી શકે એવો વખત આવી પહોંચશે, ત્યારે દેહાન્તદંડનો સદંતર નાશ થએલો હશે.

ટૉલસ્ટૉય જ્યારે જુવાન હતા ત્યારે તેમણે પારિસમાં ગિલોટિનથી (શિરચ્છેદક યંત્રથી) થએલું એક મરણ જોએલું. દેહાન્તદંડ તરફ તેમનું ધ્યાન પ્રથમ તે વખતથી જ ખેંચાએલું, અને ત્યાંને ત્યાં જ તેમને તત્ક્ષણે અંતઃકરણમાં લાગી આવેલું કે એ બધું રાક્ષસી — નર્યું રાક્ષસી જ છે. આખરે તો એમાં માણસનો વધ થાય એટલું જ છે ને? આપણે બોલીએ છીએ કે 'રાજ તરફથી' માણસને ફાંસીએ ચઢાવવામાં આવ્યો; પણ રાજ કોઇને ફાંસીએ ન ચઢાવી શકે. આપણે આપણાં વ્યક્તિગત કાર્યોની જવાબદારી એ રીતે ટાળી શકીએ નહિ. અને દેહાન્તદંડથી શો લાભ થાય છે? જે દેશોમાં દેહાન્તદંડની સજા નાબૂદ કરવામાં આવી છે ત્યાં જીંદગી ઓછી સલામત નથી.

એનાથી ગુન્હાઓ અટકતા નથી. અમેરિકાના પ્રેસિડન્ટ મૅકિન્લેના ખૂનથી આ વાત સિદ્ધ થઈ હતી. તેણે થોડા વખત ઉપર જ પંદર કે વધારે સંસ્થાનોનો પ્રવાસ પૂરો કર્યો હતો, જેમાંથી કેટલાકમાં દેહાન્તશિક્ષા નાબૂદ કરવામાં આવી હતી. તેના ખૂનના એક અઠવાડિયાં પહેલાં તેણે કેટલાક દિવસ મિચીગૅનમા પસાર કર્યાં હતા, જ્યાં લોકોને ફાંસી દેવાનું ત્રીસ વરસ પહેલાંથી બંધ કરવામાં આવ્યું હતું. ખૂની ઝુલ્ગૉઝ, પોતાની જીંદગી બચાવી નાસી છૂટવાની સંપૂર્ણ

ખાતરી સાથે તેને ત્યાં જ ઠાર કરી શક્યો હોત (અને ખરેખર ખૂન થયું તે જગ્યા કરતાં આ સ્થાન ખૂનીના ઘરની વધારે નજીક હતું.) પણ તેણે શું કર્યું? જ્યાં સુધી પ્રમુખે જ્યાં સત્વર દેહાન્ત પ્રાયશ્ચિત ટાળી શકાય તેમ નહોતું એવા સંસ્થાનમાં પગ ન મૂક્યો ત્યાં સુધી તેણે રાહ જોઇ, અને ત્યાં તેણે પોતાનો ઉદ્દેશ પાર પાડ્યો. આ કિસ્સામાં જો દેહાન્ત શાસનની કંઇ અસર ગણાય તો તે ગુન્હાને વેગ આપવાની જ હતી. પોતાના કાળા કૃત્યને માટે આ જ જગ્યા પસંદ કરવામાં તેના મનમાં એવો પણ વિચાર આવ્યો હશે કે જો અહીં ખૂન કરૂં તો મારી સામે ફાંસીનો મુકદ્દમો ચાલશે, મારી ફાંસી જોવા ઘણાકો ભેગા થશે અને તેથી લોકો પર ભારે અસર થશે. પણ ખરી વાત એ છે કે ગુન્હેગારો શિક્ષાનો ભાગ્યે જ વિચાર કરે છે. ગુન્હાના કાર્યમાં તેમનું મન ગુંથાએલું હોય છે, અને તેઓ કાં તો શિક્ષાને હસી કાઢે છે અથવા તો તેમાંથી બચી જવાની આશા રાખે છે.

દેહાન્ત શિક્ષાથી જેઓ તેમાં ભાગ લે છે, જેઓ તેને વિષે વાંચે છે, અને જે કેદખાનામાં તે કરવામાં આવી હોય તેમાં રહેતા બધા માણસો—એ બધા માણસોની નીતિમત્તા અને માણસાઈ ઉતરી જાય છે, ભ્રષ્ટ થાય છે. એને માટે રેડીંગ જેલની લાવણી વાંચો. સિંગસિંગ જેલને પણ એ વાત લાગુ પડે છે કેમકે આ જેલના અધિકારીઓએ કેટલાંક વર્ષો ઉપર ધારાસભાને અરજી કરી હતી કે ફાંસીની સજા અહીં આપવાને બદલે પાસેની એડીસેન્ડ જંગલમાં આવેલી ડાનેમોરા જેલમાં કરવામાં આવે તો સારૂં, કેમકે ફાંસી જેવી વસ્તુની જેલના બીજા કેદીઓ ઉપર બહુ જ માઠી અસર થાય છે.

જ્યારે સરદારને પોતાનું કામ કરવા માટે જંગલમાં જવાની જરૂર છે એમ લાગે ત્યારે આપણે ખાતરીપૂર્વક માની લઇએ કે એ મેલું કામ છે અને એ ન કરવું એમાં જ શ્રેય છે.

ગુન્હેગારની સાથે યોગ્ય વર્તન તો એ જ છે કે તેની અંદર રહેલી શુભ વૃત્તિનો વિકાસ કરવો. કેમકે હંમેશાં શુભવૃત્તિનું બીજ તો તેનામાં હોય છે જ. એક બે વરસ ઉપર મને આ વાતનું ભાન થયું. હું ન્યૉર્કયા ગયો હતો. ત્યાં મેં સાંભળ્યું કે એક કેદી એટલાન્ટાના ન્યુ ફીડરલ કેદખાનામાંથી બહાદુરીથી નાસી ગયો હતો. એકદમ આખા દેશમાં તારથી તેના ચહેરાનાં વર્ણન પહોંચાડવામાં આવ્યાં. તેમાં તેને એક 'ઘાતકી માણસ' તરીકે ઓળખાવવામાં આવ્યો હતો; અને કેદખાનામાં આ 'ઘાતકી માણસને' કયું કામ સોંપવામાં આવ્યું હતું એમ ધારો છો? તેને હજામતું કામ સોંપવામાં આવ્યું હતું; અને તેને સવારથી સાંજ સુધી પોતાના ભાઇઓનાં ગળાં ઉપર તીક્ષ્ણ અસ્ત્રો ફેરવવાની તક મળતી. તેના ઉપર આટલી હદ સુધી વિશ્વાસ મૂકવામાં આવ્યો હતો. શું વિશ્વાસ એથી ચઢી શકે? અને તેણે વિશ્વાસના બદલામાં કોઇ કાળે દગો દીધો ન હતો. આ વાર્તા ઉપરથી સજાશાસ્ત્રમાં મને એક ધડો મળ્યો. તેણે બતાવી આપ્યું કે સમાજની સલામતી કાયદાના પ્રખર ભુજબળ કરતાં આપણા ભાઇઓની શુભવૃત્તિ ઉપર ઘણે દરજ્જે અવલંબે છે; અને ગુંડાઓની દયાવૃત્તિ પણ સમાજની એક સંરક્ષક દિવાલ છે.

કેદખાનાંની અંદર રહેતાં માણસો અને બહારનાં માણસોમાં નહિ જેવો જ તફાવત હોય છે. કોઈ પણ દયાળુ અ

લાગણીવાળા દારોગાને પૂછી જુઓ, અને તે તમને કહેશે કે તેની દેખરેખ નીચેના કેદીઓમાંથી બહુ જ થોડાનું હૃદય દુષ્ટ હોય છે, અને તેઓ તો ગુન્હેગારની જીંદગી ગુજારવા માટે જ સરજાયા હોય એમ લાગે છે. માણસોને તેમના મગજના વિકાર માટે શિક્ષા કરવી એ ઘાતકી નથી? ગાંડાઓની ઇસ્પિતાલ એ જ તેઓને માટે યોગ્ય સ્થાન છે; અને તે કહેશે કે બાકીના બધા કેદીઓ સાવ તમારા મારા જેવા જ હોય છે. તેથી ઉપરના જન્મથી દોષવૃત્તિવાળા લોકોની અલ્પ સંખ્યા બાદ કરી, જો બધાં કેદખાનાં આજે ખાલી કરવામાં આવે, અને તેમને બદલે તમને, મને અને આપણા મિત્રોને અંદર પૂરવામાં આવે તો દુનિયા લગભગ આજના જેવી જ ચાલે. માણસ જાતના સારા અને નરસા એવા ભાગ પડેલા નથી, પણ દરેક વ્યક્તિની અંદર દૈવી અને અને આસુરી વૃત્તિનું — ભલાઈ અને બૂરાઇનું — સંમેલન થએલું હોય છે; અને જે તાલીમથી મનુષ્યની અંદર રહેલી સાધુવૃત્તિ તેની પાપવૃત્તિ ઉપર વિજય મેળવે તે જ તાલીમ ઉત્તમ છે. આ જ માત્ર સાચું સ્વરાજ છે; અને આવું સ્વરાજ મેળવી આપવા તરફ જેનું વળણ હોય તેવી તાલીમ આપણી સર્વ શિક્ષાની સંસ્થાઓ કરતાં જાહેર સલામતી માટે વધારે કિંમતી છે.

અને આ સજાની પ્રથા કેટલી નિષ્ફળ નીવડે છે? યુનાયટેડ સ્ટેટ્સમાં દર વરસે દસ હજાર કરતાં વધારે ખૂન થાય છે; અને કદાચ ગુન્હેગારમાંથી દસ ટકાને પણ શિક્ષા નથી થતી. બાકીના નેવું ટકા છૂટા ફરે છે — ગયા વર્ષના જ નહિ, પણ પાછળના વરસોનાયે — અને તેમ છતાં આપણે

ગભરાતા નથી. વળી આપણે જાણીએ છીએ કે આવતે વરસે જેઓ ખૂન કરશે તે બધા માણસો, અને તે પછી આવનારાં વરસોમાં પણ ખૂન કરનારા માણસો બધા આજે છૂટા છે; અને તેનો કોઇ ઇલાજ નથી. તેમ છતાં — કાયદાની શક્તિ ઉપર નહિ પણ જેમની વચ્ચે આપણે મૂકાયા છીએ તેમની આપણા તરફની શુભવૃત્તિ ઉપર આધાર રાખી — આપણે શાંતિથી જીવન ગુજારો કરીએ છીએ.

વળી જ્યારે કાયદો વચમાં પડે છે, ત્યારે તે આપણું કેટલું રક્ષણ કરે છે? તે ઘણું ખરું ગુનેગારને કેદમાં પૂરે છે. જીવનકેદ ભાગ્યે જ અંત સુધી અમલમાં આણાય છે. તેથી આપણે કેદને લગભગ અમુક વખતને માટે થતી શિક્ષા ગણવી જોઇએ. આપણે એક 'ઘાતકી આદમી'ને પકડીએ છીએ, કેદમાં નાંખીએ છીએ, તેને ત્યાં પાંચ દસ વરસ કઠોર અને અકળાવનારી પરિસ્થિતિમાં રાખીએ છીએ, અને પછીથી તેને એકદમ સાવ છૂટો મુકી દઇએ છીએ. મી. લેવીસ કહે છે તેમ 'કોઇ માણસ નરભક્ષક વાઘને મહિનો કે વરસ-દહાડો પાંજરામાં પૂરે, અને પછીથી છોડી મૂકે' તેના જેવું એ છે — શું અંદર ગયો તેના કરતાં પોતાના ભાઇઓ માટે વધારે લાગણી સાથે તે બહાર નીકળશે એવો સંભવ છે? શરૂઆતમાં હતો તેના કરતાં તે વધારે 'ઘાતકી' બને એમાં શું જરાયે શક છે? અને શું આવી નીતિને સમાજના સંરક્ષક તરીકે વધારે મહત્વ આપી શકાય?

આપણા શિક્ષા સંબંધી કાયદાઓનો માત્ર એક જ ન્યાય્ય હેતુ હોઇ શકે, અને તે મનુષ્યોને વધારે સારા બનાવવાનો. ગુન્હો જ્યારે માનસિક દોષવૃત્તિનું પરિણામ નથી હોતું, ત્યારે

પ્રેમહીનતાનું પરિણામ હોય છે. તેથી આવા લોકોને સુધારવાની પ્રવૃત્તિનું સાચું કાર્ય મનુષ્યોનાં અંતઃકરણની અંદર પ્રેમની ચિણગારી ચેતવવી એ છે. આપણાં કેદખાનાં આ ઉદ્દેશ માટે કેટલાં ઓછાં લાયક છે તે પૂરેપૂરું જાણીતું છે. દેહાંત શિક્ષા એ આપણી ચોખ્ખી કર્તવ્યચ્યુતિ છે. કોઈકે પૂછ્યું છે તેમ, ભવિષ્યની દુનિયાને એક જાતનું બૃહત કારાગૃહ બનાવવાનો, અને પરલોકવાસીઓની રજા લીધા વગર આપણાં અત્યંત ગૂંચવાએલાં કોકડાં ઉકેલવા માટે ત્યાં મોકલવાનો આપણને શો અધિકાર છે? ઇસ્પતાલની પરિચારિકાઓ અત્યંત ગંભીર માંદગી ભોગવતાં માણસોની જ શુશ્રૂષા કરવા માટે મરી પડે છે. અને બીજા બધા દરદીઓ કરતાં આવા દરદીઓને વધારે પસંદ કરે છે. તેથી સાચા શિક્ષાશાસ્ત્રીએ દુષ્ટતાની મૂર્તિ હોય એવા લોકોને સજા કરવા માટે પોતાની અમૃતમયી અસર અજમાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. કોઇ પણ જીવતો માણસ એટલો બધો નીચ નથી હોતો કે જેને ફાંસી દેવા સિવાય આપણે બીજું કંઇ સારૂં ન કરી શકીએ.

સરકારની ફોજદારી સત્તાનો આ રીતે ઉપયોગ કરવાની કલ્પના કોઇ કાળે રૂઢ થશે કે કેમ એ વિષે ભલે શંકા હોય — જોકે સમાજનું વલણ ધીમે ધીમે એ દિશા તરફ જ છે એમ સૂચિત કરનાર ચિન્હો ખૂબ મળી આવે છે — તો પણ એટલું તો ખરૂં કે આપણી સલામતીનો ઘણો ખરો આધાર ફાંસી અને કેદખાનાં, અને તેમનાં પરિણામની બીક અને બીરુતા ઉપર નથી, પણ આપણા ભાઇઓની નૈસર્ગિક દયાવૃત્તિ ઉપર છે, જેનું વાતાવરણ માત્ર આપણી સલામતી માટે જ

નહિ પણ આપણા સુખનેયે પોષક છે, એ જોઈ આનંદ ઉપજે તેમ છે.

એ બધું ધીમે ધીમે બનશે. ગુન્હાનું અને શિક્ષાનું રહસ્ય શાસ્ત્રીય રીતે અને સહાનુભૂતિપૂર્વક ધીમે ધીમે સમજાશે. બ્રહ્મદેશમાં શિક્ષાને ગુન્હાના પ્રાયશ્ચિત્ત તરીકે માનવામાં આવે છે, અને ગુન્હેગારે જેલમાં જઇ સમાજ પ્રત્યેનું ઋણ અદા કર્યું એટલે પત્યું. પછી તે નવો માણસ થઇને આવે છે. એણે પાપ કર્યું છે અને જેલમાં જઇ ધોઇ કાઢયું. હિસાબ ચૂકતો થયો. પછી તેના ઉપર આંગળી ચીંધવા જેવું કશું રહ્યું નથી. (મી. ફીલ્ડીંગ હૉલનું ' ધિ સોલ ઑફ એ પીપલ ' એ પુસ્તક જુઓ.) એથી ઉલટું, આપણે તો શીક્ષા થવી એ ગુન્હો કરવા કરતાં પણ વધારે મોટું કલંક સમજીએ છીએ. આપણા પૂર્વજોમાંથી અમુકે ખૂન કર્યું હતું એવી ખ્યાતિ આપણામાંના ઘણા સહેલાઇથી સહન કરી શકશે પણ આપણો અમુક પૂર્વજ ફાંસી ગયો હતો એ અપકીર્તિ તળે આપણે ઢગલો જ થઈ પડીએ.

હજી એક વાત રહી જાય છે. તે એ કે કેટલીક વાર ગુન્હેગારના ગુન્હામાં પણ કેટલીક ઈષ્ટ વાતો સમાએલી હોય છે. ઍડવર્ડ કાર્પેન્ટર પોતાના એક આબાદ નિબંધમાં સૂચવે છે કે ગુન્હેગારમાં ઘણીવાર જેના પ્રત્યે વર્તમાન સમાજે દુર્લક્ષ કરેલું હોય એવું કોઇક આવશ્યક સામાજિક તત્ત્વ જીવંત હોય છે. વેપારી માલ ઉપર સરકારે ચઢાવેલા દાણમાંથી છટકી જનાર વેપારી ગુન્હેગાર તો ખરોજ, પણ ઘણી વાર દાણની બચત કરવા કરતાં વેપાર ઉપર સરકારે નાહક અંકુશ કે બેડી મૂકેલી તેની ચીડ અને વિરોધ એમાં સમાએલાં

હોય છે. અને આવી સ્થિતિમાં બીજા લોકો જ્યારે નમાલા થઈને કાયદાને વશ થાય છે ત્યારે જોખમ વહોરીને કાયદા તોડવાની ફરજ આડકતરી રીતે તે સૂચવે છે.*

સત્ય વાત એ છે કે સૌથી મહાન અપરાધો એ સૌથી મહાન સદ્‌ગુણો પણ હોય છે. ગંભીર રાજદ્રોહ એ પ્રથમ પંક્તિનો ગુન્હો છે, અને વળી ઘણી વાર એ પ્રથમ પંક્તિની ફરજ પણ થઇ પડે છે. માણસજાતના મહાન ઉપકારકોમાંથી કેદીના પાંજરામાં શું ઓછા ઉભા રહ્યા છે? ઇશુના વધ-સ્તંભનું ચિત્ર કે જે ન્યાયનો અન્યાય થયાનો મોટામાં મોટો દાખલો છે, તે લગભગ ગઇ કાલ સુધી ફ્રાન્સના દરેક ન્યાય-મંદિરમાં લટકતું હતું. સરકારે હમણાં જ તે દૂર કરવાનું ફરમાન કાઢ્યું છે, પણ મને લાગે છે કે એ ખોટું થયું છે, કારણ કે આના કરતાં ન્યાયાધીશોને પોતાની ભૂલો અને ત્રુટીઓનું ભાન કરાવે એવું બીજું કોઇ સાધન હું નથી જાણતો. બીજા મહાન અને પવિત્ર ઇતિહાસ પ્રસિદ્ધ ગુન્હેગારોનાં ચિત્રોનો ઉમેરો કર્યો હોત તો વધારે સારૂં થાત. સંભવ છે કે તેમના દર્શનથી કાયદાનો અમલ કરનારના અંતઃકરણમાં વધારે વિનય પેદા થાય.

અને મામૂલી 'રિવાજી' કેદીમાં પણ સદ્‌ગુણો ન જ હોય એમ નથી. આપણે ફરીથી પેલા વિદ્વાન સાક્ષી

* દાણ આપવાની કાયદેસર ફરજમાંથી તે છાનોમાનો છટકી જાય છે એટલે જ તે ગુન્હેગાર ઠરે છે. જો સરકારને નોટિસ આપી દાણ આપ્યા વગર માલ લઇ જવાનો તે છડેચોક પ્રયત્ન કરે અને તેને પરિણામે થતી સજા વહોરી લે તો તે સત્યાગ્રહી બને છે. એટલો બે વચ્ચે તફાવત છે. (અનુવાદક)

બધા જ એક બીજાના આચરણ માટે જવાબદાર છીએ. આપણે એક બીજાના અવયવો હોઇ એક બીજાનાં દુષ્ટકૃત્યોના મૂક ભાગીદારો છીએ. હું ઇચ્છું કે 'સમાજ વિરૂદ્ધ ફલાણો' એવી દરેક ફોજદારી તપાસની સાથે 'ફલાણો વિરૂદ્ધ આખો સમાજ' એવો બીજો મુકદ્દમો પણ ચાલે, જેમાં ફરિયાદીને ગુન્હેગાર બનાવવા માટે, અથવા તેને એવો બનવાની તક આપવા માટે સમાજ પાસે જવાબ માગવો જોઇએ; અને પૂરાવા તરીકે એ વસ્તુઓ રજૂ કરવી જોઇએ કે અન્યાયી સામાજિક પરિસ્થિતિ, અયોગ્ય વાતાવરણ, સંકુચિત કાર્યક્ષેત્ર અને દૂષિત શિક્ષણે જ તેને એવો બનાવ્યો હતો.

મિ. લેવીસ કહે છે "આપણા શિક્ષાતંત્રનો દરેક અભ્યાસી સારી રીતે જાણે છે કે ગુન્હેગાર વર્ગ, પેઢી દર પેઢી આપણી સામાજિક વ્યવસ્થાનું જ સંતત પરિણામ છે." અને દાખલા તરીકે, તે નાના ગુન્હાઓ માટે કરવામાં આવેલી કેદની શિક્ષાનાં દુષ્પરિણામ ટાંકે છે; પણ તેની ટીકા અત્યંત વિશાળ અર્થમાં પણ સાચી છે. આપણે આબરૂભરી રીતે 'ન્યાય આપવાની' વાતો કરીએ ત્યાર પહેલાં આપણે આપણા સામાજિક અને ઔદ્યોગિક વ્યવહારમાં ન્યાયપરાયણ થવું ઘટે; અને બાળકને શિક્ષણ આપતી વખતે, તેનામાં રહેલું દૈવી સંપત્તિનું બીજ વિકાસ પામે તેવી રીતે શરૂઆત કરવી જોઇએ. જો એ બીજને એક વાર સડી જવા દેવામાં આવે તો વહેલો મોડો તે ગુન્હેગાર વર્ગોના સભાસદ થવાને લાયક ઉમેદવાર બને.

# પ્રકરણ ૧૪

## સાચું અને ખોટું શિક્ષણ

કેટલાંક વરસ પહેલાં મેં કેરોના 'અલ અઝર' વિદ્યાપીઠની મુલાકાત લીધી હતી. મુસલમાની આલમમાં તે સૌથી વધારે પ્રસિદ્ધ વિદ્યાપીઠ છે. વિશાળ મસ્જિદની ફરસબંધી ઉપર કેટલાક જણ નીચે અને કેટલાક ખુલ્લા ચોગાનમાં, ફેંટા અને ઝભ્ભો પહેરી બેઠેલા અધ્યાપકોને મેં જોયા. દરેક જણ પોતાના વિદ્યાર્થીઓથી વીંટળાએલો, પોતે પસંદ કરેલા થાંભલા તળે બેઠેલો હતો, અને તેઓ બધા, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ, આંખ નજદીક રાખેલી કિતાબો-માંથી, ડોલતા ડોલતા આયતો ભણતા હતા. તેમની કિતાબો પણ તેમની સાથે ઊંચે નીચે ડોલતી હતી. હું માનું છું કે એ પુસ્તક અવશ્યમેવ કુરાન હશે. પણ અવાજ ઉપરથી વિચાર કરતાં, દરેક જણ જુદો જુદો ફકરો (રુકુઅ) વાંચતો હતો.

છેલ્લાં હજાર વરસથી, ઇસ્લામના દૂર દૂરના પ્રદેશોમાંથી, હિંદુસ્તાન, અરબસ્તાન, તુર્કસ્તાન, ફિલિપાઇન્સ અને મધ્ય આફ્રિકામાંથી જુવાન માણસોએ શિક્ષણની શોધમાં, આ દૂર સુધી ગવાએલાં વિદ્યાપીઠનો દુઃખદ અને કષ્ટભર્યો પ્રવાસ કર્યો છે. તે ઢંગધડાવગરનું ટોળું જોઇને સૌમ્ય તિરસ્કારથી મને હસવું આવ્યું. જ્યાં લોકો શિક્ષણ કેવું હોવું જોઇએ તે જાણે છે તેવા દેશમાં ઉછરેલો હું કેટલો બધો શ્રેષ્ઠ હતો, એમ મને થયું.

કેટલીક વાર અત્યંત આત્મસંતોષની ક્ષણોમાં, તે આત્મસંતોષનું કારણ વ્યાજબી છે. કે કેમ તે તપાસી જોવું, એ લાભદાયક થઇ પડે છે. જ્યારે હું શાળા અને કૉલેજમાં ભણતો હતો તે દિવસોનો ઇતિહાસ શો હતો? શું તે નવ વરસનો મોટો ભાગ મેં બે મૃત ભાષાઓનો અભ્યાસ કરવામાં નહોતો ગુમાવ્યો? અને નવ વરસને અંતે આ બે ભાષાઓ હું ન તો વાંચી શકું, લખી શકું કે ન તો બોલી શકું. મારૂં મન શંકાશીલ થવા લાગ્યું, અને પેલી કુરાન ગાનારાઓની જમાતો પ્રત્યે મનમાં કંઇક સમભાવ પેદા થયો. આખરે અમારી વચ્ચે એટલો બધો ભેદ નહોતો, કારણ કે, પાદરી અને મુલ્લાંનો ચેતનશૂન્ય હાથ હજી પણ સરખી રીતે પશ્ચિમ અને પૂર્વ પર ફર્યા કરે છે. અમે બધા વાસ્તવિક રીતે એક જ વહાણમાં હતા, અને બર્લિન, ઑક્સફર્ડ અને ચિકાગોની વિદ્યાપીઠોમાંથી એક પણ દમાસ્કસ અને બગદાદના વહેમોથી હજી તદ્દન મુક્ત નથી.

કેળવણી એટલે મોટે ભાગે ભાષાનું જ્ઞાન એ વહેમ આપણે પાદરીઓના મઠોમાં ભણનાર મધ્યયુગના વિદ્યાર્થીઓ

પાસેથી લીધેલો છે. જે જાણવા જેવું હતું તે બધું તે જમાનામાં ગ્રીક અને લૅટિન કાવ્યો તથા શાસ્ત્રોમાં સમાએલું હતું, અને તેથી કેળવણીના વાહનને જ કેળવણી સમજવાની ભૂલ થાય એ સ્વાભાવિક હતું. તે કાળમાં ગ્રીક અને લૅટિન ભાષાઓ જ્ઞાનમંદિરમાં પેસવાની બારીઓરૂપ હતી. ત્યાર પછી તે મંદિરના સર્વ ખજાના ખુલ્લા મેદાનમાં લાવી મૂકવામાં આવ્યા છે, પણ તેમ છતાં આપણામાંના ઘણા જણ બારીઓમાંથી જ ચઢવાનું ચાલુ રાખે છે, અને તેમ કરતાં, બારીઓમાંથી ચઢવાના એક જાતના ભ્રાન્તિમય શાસ્ત્રમાં ડૂબી જઇ, આપણે શા માટે આવ્યા હતા તે વાત આપણે ભૂલી જઇએ છીએ.

અક્ષરજ્ઞાન એ કંઇ કેળવણી નથી. અક્ષરનું ખોખું પ્રાણઘાતક છે પણ અંદર રહેલો આત્મા સ્ફૂર્તિ આપે છે, અને પૂર્વમાં હો કે પશ્ચિમમાં એ અક્ષરપૂજા જ (શાસ્ત્રવચનની પૂજા) શિક્ષણને બેડોળ બનાવે છે. અક્ષર પૂજા એ પુસ્તકના સડી ગએલાં ખોખાંને અંદરના અર્થ અને વસ્તુના કરતાં વધારે મહત્ત્વ આપવા જેવું છે. જૂના વખતના સાધુઓ પોતાનાં પુસ્તકાલયોમાં, અને તે વખતના પ્રત્યક્ષ જીવનથી દૂર ભરાઈ રહેતા. પોતાના સુંદર અક્ષરોથી ચર્મપત્રનાં પોથાં શણગારવામાં તેઓ વરસો ભલે ગાળતા હોય, પણ તેઓ આજે આપણા માર્ગદર્શક નહિ થઇ શકે.

માણસ ઘણી ભાષાઓ જાણે અને તેમ છતાં અશિક્ષિત હોઇ શકે. હું અલેકઝાન્ડ્રીઆમાં રહેતો હતો. ત્યાં દુનિયામાં સૌથી વધારે ભાષાઓ બોલાય છે. એ મહાન વિદેશી પ્રદેશમાં જન્મતા દરેક બાળકને છ કે આઠ ભાષાઓ વારસામાં મળે

, કારણ કે અરબીનય, ફ્રેન્ચ, ઇટાલિયન, ગ્રીક, અંગ્રેજી, જર્મન, તુર્કી, આર્મીનિયન, બર્બેરાઇન, સ્પેનીશ — આ બધી અને બીજી પણ — ત્યાં સામાન્ય વપરાશમાં છે. અને તેમ છતાં તે શહેરમાં નહિ જેવું જ શિક્ષણ છે, અને આ અનેક ભાષા પંડિતોમાંથી નહિ જેવા જ સુશિક્ષિત હોય છે. મારો એક ઓળખીતો મને યાદ આવે છે, જે પરદેશ સાથે વેપાર ચલાવતો હતો, અને જેને છ સાત ભાષાઓનું એટલું જ જ્ઞાન હતું, પણ તેની દૃષ્ટિમર્યાદા પોતાનો વેપાર અને દૈનિક છાપું છોડી દૂર જતી નહિ.

જો આપણને પરદેશી ભાષા વાપરવાનો પ્રસંગ પડતો હોય તો વિદેશી ભાષા જાણવી એ એક ઇષ્ટ શણગાર છે. પણ તેને કેળવણી નહિ કહેવાય; તેને ઉપયોગી માહિતીના સદર નીચે મૂકવી જોઇએ. જે શહેરમાં આપણે રહેવું હોય તે શહેરની ગલીઓનાં નામ જાણવાં તે પણ એટલું જ ઉપયોગી છે, પણ જો આપણો કદિ પણ ત્યાં જવાનો વિચાર ન હોય તો સેન્ટ પિટર્સબર્ગના નગર-નકશાનો અભ્યાસ કરવો એ વખતનો દુરુપયોગ છે. શિક્ષણની શરૂઆત ઘરથી થાય છે.

આપણી પોતાની ભાષાના શિક્ષણસંબંધી મહત્ત્વનો આપણને અતિશયોક્તિભરેલો ખ્યાલ હોય છે. જ્યારે જોડણી-વર્ગમાં કોઇ છોકરો 'd-e-d, dead,' કહે છે ત્યારે આપણે તેની ભૂલ કાઢીએ છીએ અને અનાવશ્યક (અને ખરી રીતે નુકસાનકારક) 'a' અંદર દાખલ કરવાની તેને ફરજ પાડીએ છીએ. એ સ્પષ્ટ છે કે તે ડહાપણભર્યું કામ કરતો હતો અને આપણે તેને બુદ્ધિમાં ન ઉતરે એવું

ફરવાનું શીખવીએ છીએ. ખરેખર યોગ્ય રીતે આને શિક્ષણ કહી શકાય નહિ. આપણો સુધારો તદ્દન મનસ્વી છે, અને કુદરતમાં કશા સાથે તેનો મેળ બેસતો નથી. અને વ્યાકરણનું પણ આપણે મહત્ત્વ કેટલું વધારી દીધું છે! ભાષાનો ખરો ઉપયોગ આપણો અર્થ વ્યક્ત કરવાનો છે અને જે માણસ 'them things' કહે છે તે પોતાનો અર્થ 'those things' કહેનારના જેટલી જ સારી રીતે વ્યક્ત કરે છે. ત્યારે આપણે શ્રેષ્ઠતાનો ડોળ શા માટે કરવો જોઇએ? કોને ખબર, આજથી સો વરસ પછી 'them things' ને ખરૂં માનવામાં આવે અને 'those things' ખોટું પણ માનવામાં આવે; કારણ કે આપણી ભાષા એટલે શું? આપણા પૂર્વજોની ભૂલો જ કે નહિ? જોડણી અને વ્યાકરણની પાકી કવાયતની ખાસ કિંમત શી છે? જ્યારે હું પોતાનાં ભાષણ અને લખાણમાં છંદ અને જોડણીશાસ્ત્રના નિયમોના જ્ઞાનનું પ્રદર્શન કરનાર માણસને મળું છું, ત્યારે મનમાં કહું છું, 'ભાઈ સાહેબ, તને અને મને શિક્ષણ એક જ રીતે મળેલું છે; આપણે એક જ કુટુંબના માણસો છીએ.' તે એક જાતનો ફ્રી મૅસન જેવો સંબંધ છે, બીજું કંઇ નથી.

હું એક માણસને ઓળખું છું, જે વાતચીતમાં ઘણી વાર ગોથું ખાય છે, અને અનેક ભૂલો કર્યા વગર કાગળનું પાનું લખી શકતો નથી. અને તેમ છતાં દુનિયાની લગભગ બીજી બધી ચીજોનું તેને જ્ઞાન છે. તે ઘર બાંધી શકે છે, સડક બનાવી શકે છે, લુહારની ભઠ્ઠી ચલાવી શકે છે અને ઘાસ કાપવાના યંત્રને સમારી શકે છે; તેને ઘોડાઓ અને

ઢોર ઉછેરતાં આવડે છે, જુદી જુદી જમીનોના ગુણદોષ તે જાણે છે, અને વાવણી, રોપણી તથા કાપણીની મોસમોનું. તેને જ્ઞાન છે; તેને રાંધતાં આવડે છે; તે વછેરાને પલોટી શકે છે અને માણસો પાસે કામ લઈ શકે છે. મને તેને કહેવાનું મન થઇ જાય છે, 'ખરેખર કેળવાએલો માણસ તું જ છે, અને હું નથી.' એ વાત સાચી છે કે મેં એ લાલચને આજ સુધી રોકી રાખી છે અને કદાચ છેવટે એના પર જય મેળવી શકું; તેમ છતાં જો કોઇ દિવસ હું એને તાબે થાઉં તો શું હું સત્યની વધારે નજીક આવું છું, એમ નથી? મારૂં શિક્ષણ આ સિદ્ધાન્ત પર થએલું હતું કે હું એક વિદેહી મન છું, અને તેથી આજદિન સુધી પેનસીલ છોલવાનું કામ પણ મને અત્યંત મુસ્કેલ લાગે છે. કાઉન્ટ ટૉલસ્ટૉય રૂશિયામાં આને મળતી બાબતોનું આથી પણ વધારે પાકું પ્રમાણ આપે છે; કારણ કે તેઓ કહે છે કે ત્યાંના સૌથી વધારે કેળવાએલા માણસોને ઘણીવાર લખતાં કે વાંચતા સરખું પણ આવડતું નથી.

આપણને શરીર અને મગજ બંને છે. શિક્ષણશાસ્ત્રીઓને માટે આટલી શોધ પણ એક ભારે વાત છે. શિક્ષણમાં શરીરનો પણ સમાવેશ થવો જોઇએ, નહિ તો શિક્ષણ એકાંગી થઈ જશે. બીજા કોઈ પણ દેશ કરતાં કદાચ જર્મનીમાં મગજ અને શરીરનું એકાંગી શિક્ષણ વધારે આગળ વધેલું છે. ત્યાંના આદર્શ વિદ્વાન અધ્યાપકનું માથું મોટું તાલવાળું, તેનાં લગભગ અંધ નેત્રો ઉપર સુવર્ણ ચશ્માં, અને શરીર પાતળું ગોળ ખભાવાળું હોય છે, જે તાજી હવા અને કસરતને અભાવે લગભગ ચેતનશૂન્ય હોય છે. તેને છોડી બહાર ખેતરોમાં

જાઓ અને એક નમૂનેદાર ખેડુતને જુઓ. તે રાક્ષસ જેવો હોય છે, પણ તેનું મગજ પુસ્તકી જ્ઞાનની બાબતમાં તદ્દન અવિકસિત હોય છે.

હું નાનો હતો ત્યારે ફ્રાન્કો-જર્મન યુદ્ધ ચાલતું હતું. તે અરસામાં હું ઑક્સફર્ડ ગયો હતો અને ત્યાંના વિદ્યાલયોના એક માળીએ, શું લડાઈ આપણી પડોશમાં જ ચાલે છે? એવું મને પૂછયાનું મને યાદ છે! આવી રીતે ક્રાઇસ્ટ ચર્ચ અને મેગડેલનની રમ્ય દિવાલો, જાણે કે જ્ઞાનના ઝરાઓને ખાળી રાખે છે અને તેમને મજૂર લોકોના મગજોમાં વહેતાં અટકાવે છે. માણસને મગજની માફક હાથ ને પગ પણ હોય છે, અને તેણે એ બધાનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ. માણસોને કોઈ ઉપયોગી ધંધો કરીને શારીરિક કસરત મેળવવાનં શીખવવાને બદલે લોકોએ વ્યાયાયમ માટે મગદળ ડંબેલ, ભાર, ગરગડી વગેરેની યોજના કરી છે એનાથી વધારે બેહૂદું શું હોઇ શકે?

આપણે અષ્ટપૈલુ પુરુષો અને સ્ત્રીઓ ઉત્પન્ન કરવાની જરૂર છે, અને જે સંસ્કૃતિ એવાં સ્ત્રીપુરુષો સૌથી વધારે પેદા કરે તે સંસ્કૃતિ સૌથી ઉચ્ચ છે. આપણી 'વસ્તુઓ' તૈયાર કરવાની ઉતાવળમાં આપણે માણસો તૈયાર કરવાનું ભૂલી ગયા છીએ. કારખાનાં ઉપર દેખરેખ રાખવા માટે આપણી પાસે 'heads' (માથાં; ઉપરીઓ) છે અને તેમાં કામ કરવા માટે 'hands' (હાથ; મજૂરો) છે, પણ હાથ અને માથું એકત્રિત કરવાની કલ્પના હમણાં જ સ્થાન મેળવવા લાગી છે. દેશની મુખ્ય પેદાશ એના લોઢાના પાટા અથવા બાઇસિકલો કે સાંચાકામ નથી, પણ તેના

પુરુષો અને સ્ત્રીઓ છે, અને તે ઘડવાનાં આપણાં સૌથી વધારે અગત્યનાં કારખાનાં તે નિશાળો છે. આપણા સર્વ 'ઉદ્યોગ-ધુરંધરો' માં દેશની સાચી ઉન્નતિ માટે શાળા-શિક્ષક સૌથી વધારે જરૂરનો છે.

પણ બાળકમાં મગજ કે શરીર કરતાં એક વસ્તુ વધારે મહત્ત્વની છે, અને તે જેને આપણે ચારિત્ર—આધ્યાત્મિક સ્વભાવ—આત્મા, કહીએ છીએ તે છે. બાળકનું ચારિત્ર એટલે પોતાની પરિસ્થિતિ પ્રત્યે તેનું વલણ, જે વલણ શેઠ જેવું કે ગુલામ જેવું, સાચું કે ખોટું, મિત્રતાભર્યું કે શત્રુતાભર્યું હોઇ શકે. શિક્ષકે પહેલો સિદ્ધાન્ત એ ગોખવાનો છે કે બાળકમાં કેટલાંક નૈસર્ગિક તત્ત્વો કામ કરી રહ્યાં છે, જે એનું ચારિત્ર શુભ બનાવવાનો પ્રયત્ન કરે છે. એને તક આપો એટલે એ પોતાની મેળે રસ્તો કાઢશે, સત્યને માટે વધારે પ્રેમ રાખશે અને પોતાની આજુબાજુનાંઓ માટે હેત બતાવશે. આ રીતે એને ઉત્તેજન આપવું જોઇએ, અને એના માર્ગમાં કંઇ પણ વિઘ્ન ન નંખાય તે માટે ઘણી કાળજી રાખવી જોઇએ.

ચારિત્રમાં ઊંડામાં ઊંડી વસ્તુ પ્રેમ છે, કારણ કે એ નરમ, નિરાગ્રહી, અને તેમ છતાં અમોઘ શક્તિ છે, અને પોતાના આત્મ-વિસ્મરણમાં સર્વ ન્યાય અને પવિત્રતાનો માર્ગ ખુલ્લો કરે છે. બાળકો સ્વભાવથી જ પ્રેમાળ હોય છે. 'તમે નાનાં છોકરાં જેવા ન બની જાઓ ત્યાં સુધી તમે સ્વર્ગના રાજમાં પગ મૂકી શકશો નહિ,' એ કહેવતમાં કદાચ આ તત્ત્વનો જ નિર્દેશ છે. તેથી પાડોશી ઉપર પ્રેમ રાખવાનો પ્રત્યક્ષ ઉપદેશ આપવાની જરૂર નથી, પણ તેમ

કરવાની તક આપવાની અને એનો વિકાસ થવા દેવાની જ જરૂર છે. અત્યંત સખત નિયમો અને તાલીમવાળી પુરાણી શાળામાં આ કામ સહેલાઈથી થઈ શકે તેમ નથી. તો પણ અહીંયાંયે શિક્ષક બાળકને વર્ગમાં અન્ય બાળકો પર પ્રેમ રાખવાનો પાઠ આપી શકે. દાખલા તરીકે, પહેલે દિવસે દરેક છોકરાને એની જમણી તરફ બેઠેલા છોકરાથી શરૂઆત કરવા દો, બીજે દિવસે ડાબી તરફ બેઠેલાથી, પછીથી આગળ બેઠેલાથી, અને ત્યાર પછી પાછળ બેઠેલાથી. છેવટે તળાવમાં પથ્થરથી ઉત્પન્ન થતાં કુંડાળાની માફક એનું પ્રેમ-વર્તુલ વૃદ્ધિ પામતું પામતું આખી શાળામાં વ્યાપી રહેશે. શાળાની દિવાલો સુધી પહોંચી વળે ત્યાં સુધીમાં તો એ એટલું બળવાન થશે કે એને કોઈ પણ રોકી શકશે નહિ, અને થોડા વખતમાં એ આખી દુનિયાને પોતાના પેટમાં સમાવી દેશે અને કોઈ ચેપી રોગ જેટલું જ ઝડપથી વિસ્તાર પામશે. નિર્દોષ, પ્રાણવાન, અને નિર્મળ પ્રેમ એ ખરેખર માનુષી હૃદયની નૈસર્ગિક વૃત્તિ છે.

કદાચ ઉપરની પદ્ધતિ શરૂ કરવામાં મુશ્કેલી પડશે. પણ ખરેખર, શિક્ષણશાસ્ત્ર પરના અનેક લેખકો, જો તેઓ એક વાર પોતાનાં મન એમાં પરોવે તો વધારે સારો માર્ગ જરૂર શોધી કાઢી શકે. મુશ્કેલી એ છે કે તેમણે હૃદયની કોમળ વૃત્તિઓનો વિકાસ કરવાનો કદિએ ગંભીરતાથી વિચાર નથી કર્યો. છોકરાઓ ક્ષુદ્ર, અહંકારી અને દંભી ન બને એ તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. આમ કરવાનો સૌથી સારો રસ્તો કદાચ એ છે કે પુરાણી પદ્ધતિની શાળા બીલકુલ રાખવી જ નહિ, પણ નવી પદ્ધતિની રાખવી.

આ શાળામાં પાડોશી પર પ્રેમ રાખવાના વિષય પર એક શબ્દ પણ ઉચ્ચારવો ન જોઇએ; પણ આપોઆપ પ્રેમનો જે તણખો જણાય તેની જ્યોત પ્રકટાવવા માટે, શાંતિથી બની શકે તે બધું કરવું જોઇએ. આ પાડોશી-પ્રેમની ખુબી એ છે કે એ બધી પ્રવૃત્તિઓનાં મૂળ સુધી વ્યાપી જાય છે, અને સર્વ જાતના માનસિક. શારીરિક અને નૈતિક શિક્ષણને સાર્થક બનાવે છે; કારણ કે માણસ પ્રેમ કરવાની શરૂઆત કરે છે કે તરત જ જેમના ઉપર તે પ્રેમ રાખે છે તેમને ઉપયોગી થઇ પડવાની તીવ્ર ઇચ્છા તેનામાં ઉત્પન્ન થાય છે, અને તે પોતાને તેમના કલ્યાણના એક સાધન તરીકે માનવા લાગે છે, અને એમ થતાં તે પોતાને એકદમ જેમ બને તેમ અસરકારક સાધન બનાવવાની સંપૂર્ણ ઇચ્છા કરશે.

જેના ઉપર શિક્ષણનું સર્વ ચણતર ચણી શકાય એવો સારો અને મજબુત પાયો આ રહ્યો. અને જે અભ્યાસક્રમ પહેલાં માત્ર ખાલી 'પ્રવિણતા' અને આત્મરંજનરૂપ હતો તે જ આશ્ચર્યકારક રીતે શિક્ષણની સુસંગત પ્રણાલિકાના પેટા ભાગમાં ફેરવાઇ જાય છે, અને 'અભ્યાસ પાઠો'નું આખું વર્તુલ મનુષ્ય જાતિની સેવા કરવાની ઇચ્છાથી મધ્યબિંદુમાં પરપર જોડાય છે. શિક્ષણની આવી યોજના દરેક જાતના જ્ઞાનને એનું યોગ્ય સ્થાન આપે છે અને બાળકની ઉછાળા મારતી નૈસર્ગિક શક્તિઓને — એની પ્રમાણિકતા, ધૈર્ય, સત્ય, ન્યાય અને બીજી સર્વ શુભ વૃત્તિઓને વિકાસ પામવાનું ક્ષેત્ર પૂરૂં પાડે છે. શિક્ષણનો આવો કોઇ ખ્યાલ ન હોય તો આપણે પણ 'અલ અઝર'ની મસ્જીદની

ફરસબંધી ઉપર વર્ગો ભરીએ, આખો જન્મારો અર્થશૂન્ય લવારો કર્યા કરીએ, અને આપણી જાતને કેળવાએલા માનીએ.

પ્રત્યાઘાતનાં સર્વ તાત્કાળિક અને સ્થાનિક ચિન્હો છતાં પણ કેળવણીની દુનિયાનું સામાન્ય વલણ સ્વતંત્રતા વધારવા તરફ છે એ ઉત્સાહજનક છે. અત્યારે શારીરિક શિક્ષા વગર નિશાળો પહેલાં જ્યારે શારીરિક શિક્ષા હતી તેના કરતાં વધારે સારી ચાલે છે. આપણે શીખતા થયા છીએ કે મનુષ્યના બંદોબસ્તને (વ્યવસ્થાને) બદલે કુદરતના બંદોબસ્તને સ્થાન આપવું જોઇએ. બાળકે આપણાથી નહિ પણ પોતાનાં કૃત્યોનાં પરિણામોથી તેમ કરવું જોઇએ. બોલ્ટન હૉલે પોતાના એક અપ્રસિદ્ધ વ્યાખ્યાનમાં કહ્યું છે તેમ, કુદરત સજા કરે છે. છોકરાને સજા કરવી એટલે તેને શીખવવું કે જ્યારે શિક્ષક ગેરહાજર હોય ત્યારે તે કુદરતના કાયદા ઓળંગી શકે છે અને શિક્ષામાંથી બચી શકે છે. કુદરત એ જ એક નિશાળ છે. જ્યારે બાળકને આપણે સજા કરીએ છીએ ત્યારે આપણે તેને કુદરતની નિશાળમાંથી ઉઠાડી લઇએ છીએ. શિક્ષા એ ક્રૂરપોકપણાને, મનુષ્યમાં રહેલી પશુવૃત્તિને જગાડવા જેવું છે. ઉશ્કેરવા જેવું છે. તેઓ કહે છે કે એને બદલે આપણે મનુષ્યમાં રહેલી દૈવી વૃત્તિને જાગ્રત કરીએ. 'બાળકનો મનોભંગ કરવો એ તેના બરડાની કરોડ ભાંગી નાંખવા સમાન છે.' બાળકને સજા કરવામાં મેં એક બીજી વ્યવહારિક અડચણ પણ અનુભવી છે, કેમકે જ્યારે જ્યારે મેં શિક્ષા કરી છે ત્યારે ત્યારે મને લાગ્યાં જ કર્યું છે કે છોકરાના મૂળ અપરાધ કરતાં, સજા કરવામાં હું કંઇક વધારે મોટા ગુન્હો કરી રહ્યો છું. વિચાર કરતાં છેવટે એમ લાગ્યું છે કે હું છોકરાને સજા

કરું છું તેનું કારણ એટલુંજ છે કે હું તેના કરતાં વધારે બળવાન રહ્યો; પણ આવો ન્યાય કંઈ સયુક્તિક ગણાય ? ફાવે તેમ થાય તો પણ આપણે આવી મનસ્વી અને દોષપૂર્ણ રીતિનો ત્યાગ કરવો જોઇએ. આપણા ઉત્તમ અને સૌથી વધારે યશસ્વી કેળવણીકારોએ આવી પ્રથાઓ ક્યારની તજી દીધી છે. બળ વાપરવાની વૃત્તિ માત્ર શિક્ષકની નબળાઇ બતાવે છે.

અને શિક્ષણની નવી પદ્ધતિઓ પણ પોતાનો પગપેસારો કરી રહી છે. જો તમારે કેળવણીમાં હવે કયું પગલું ભરાશે તે જાણવું હોય તો ચિકાગો વિદ્યાપીઠના પ્રો. જૉન ડ્યૂઈનું 'શાળા અને સમાજ' એ પુસ્તક વાંચો. એમની શાળાઓમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ બધા સાથે કામ કરે છે. એ સામાજિક સંસ્થાઓ છે. તેઓ સ્પષ્ટ રીતે બતાવે છે કે માત્ર માહિતી પચાવવી એ વૈયક્તિક અને સ્વાર્થી પ્રવૃત્તિ છે. માર્ક અને પરીક્ષાઓ કેળવણીને કૃત્રિમ અને સમાજવિઘાતક હરીફાઈનું સ્વરૂપ આપે છે. જેથી એક છોકરો બીજાને મદદ કરે એ શાળાનો પ્રત્યક્ષ ગુન્હો થઈ પડે છે — જ્યારે આવી મદદ તો મોટો સદ્‌ગુણ ગણાવો જોઇએ. ન્યૂ યૉર્ક અનાથ વિદ્યાલયના ગૃહપતિ પણ 'ધારાબંધન' ને ધિક્કારી કહે છે. તેઓ કહે છે. "જીવનથી જીવન ઘડાય છે. સમૃદ્ધ, સંપૂર્ણ, સ્વતંત્ર, સ્વાભાવિક, વ્યાક્તિગત જીવન જ, બાળકોને જીંદગી માટે તૈયાર કરે છે.........જે શિસ્ત સારો સૈનિક અથવા કારખાનાનો સારો કામદાર બનાવવામાં મદદ કરે છે તે જ બાળકના જીવનને ચીમળાવી નાખે છે." અને એ ઉમેરે તોયે વાંધો નથી કે, "સૈનિકનું અને કારખાનાના

કામદારનું જીવન પણ એ ઢબે ચીમળાઈ જાય છે." જ્યાં ત્યાં આપણે શારીરિક શિક્ષણ અને કિન્ડરગાર્ટન પદ્ધતિ દાખલ કર્યાનું સાંભળીએ છીએ, અને પેસ્ટલાઝી અને ફ્રૉબેલની અસર ધીમે ધીમે પ્રસરી રહી છે અને આપણામાં સુધારો કરી રહી છે.

કેળવણીની દુનિયામાં આજે ખળભળાટ થઇ રહ્યો છે, અને તેથી ટૉલસ્ટૉય જેવા માણસના મક્કમ વિચારો તેમના પર અસર કરે તેમ છે; અને જ્યારે તેઓ બાળકને જ પોતાનો મુખ્ય શિક્ષક થવા દેવાની સલાહ આપે છે, ત્યારે આપણને તેમની શીખામણ સાંભળ્યા અને વિચાર્યા વગર છૂટકો નથી. જ્યારે બાળક ભણવાની ઇચ્છા બતાવે ત્યારે જ તેને શિક્ષણ આપો, અને પ્રશ્નો પૂછવા માટે તેને એક વખત ધમકાવવો ('ભાઈ, તને એ આગળ ઉપર સમજાશે,' અથવા 'હું બોલતો હોઉં ત્યારે વચમાં બોલીશ નહિ!') — અને બીજે વખતે એનામાં પરાણે ન ઇચ્છવા જોગ માહિતી ઠાંસી ભરવી, એવું કરશો નહિ.

એવું ઘણી વાર માલમ પડી આવ્યું છે કે સાધારણ રીતે ગામડાંમાં ઉછરેલા છોકરાઓ શહેરના છોકરાઓ કરતાં જીંદગીમાં વધારે યશસ્વી નીવડે છે. શું એનું કારણ એ નથી કે તેઓ વધારે સ્વતંત્રતાના વાતાવરણમાં ઉછરે છે? જ્યારે છોકરાઓ પૂછે, 'હું આ ઝાડ ઉપર ચઢું?' અથવા 'નદીમાં હોડી ચલાવું?' ત્યારે આપણે તેને જેવો જવાબ આપીએ તેના ઉપર પહેલ કરવાની શક્તિ અને સ્વાશ્રય અવલંબે છે. બધી વખતે હાજર રહેનાર ટ્યૂટર અને શિક્ષિકા ઘણું ખરૂં સર્ગશક્તિનું હનન કરે છે, જ્યારે શહેરની ગલીઓમાં

પસંદગીને નહિ જેવો જ અવકાશ મળે છે. બાળકને માટે સૌથી સારૂં વાતાવરણ, અને તેથી સૌથી સારી શાળા એ છે કે જ્યાં તેની પ્રવૃત્તિઓ માટે પસંદગીનું સૌથી વિશાળ ક્ષેત્ર મળી શકે અને જ્યાં બનતા સુધી પસંદગીના કામમાં તેને સ્વતંત્રતા હોય. જ્યારે કોઈ પણ દિવસ ભવિષ્યની નિશાળ આ આદર્શની ઝાંખી કરશે, ત્યારે એમાંથી તૈયાર થનારાં સુખી બાળકો અને સર્વાંગી અને ઉત્સાહ તથા તત્પરતાથી ભરેલા પુરુષો અને સ્ત્રીઓ કાઉન્ટ ટૉલસ્ટૉયના પાડ તળે દબાઈ રહેશે, કારણ કે ત્યારે ટૉલસ્ટૉયને સ્વતંત્ર અને સાચા શિક્ષણના અગ્રેસરોમાં તે વખતે તેમનું ઉચ્ચ સ્થાન જરૂર મળેલું હશે.



સમાપ્ત